મુંબઈ ઇલાકાના કેળવણીખાતાએ ને પશ્ચિમ હિંદ એજન્સીએ
ટેક્સ્ટ-બુક તરીકે ચલાવવા મંજુર કરેલું

ક્રમિક

# કુમાર-ગણિત

## ભાગ બીજો

અનડા અને ભાળણી

રૂ. ૦-૮-૦

મુંબઈ ઇલાકાના કેળવણીખાતાએ ને પશ્ચિમ હિંદ એજન્સિએ
<u>ટેક્સ્ટ-બુક તરીકે ચલાવવા મંજુર કરેલું</u>

ક્રમિક

# કુમાર-ગણિત

## ભાગ બીજો

ચોથા અને પાંચમા ધોરણ માટે


લેખક અને પ્રકાશક

**ડાહ્યાભાઈ તુળસીદાસ ભોજાણી**

માજી હેડ માસ્તર આઈ. પી. ટ્રેનિંગ કૉલેજ ફોર મેન, અમદાવાદ.

અને

**રતનશી પુરુષોત્તમ અનડા**

હેડ માસ્તર મેરી બ્રાઉન મેમોરિઅલ ટ્રેનિંગ કૉલેજ, બોરસદ.


---


આવૃત્તિ ત્રીજી ) ૧૯૨૯ ( પ્રત ૩૦૦૦




---


કીંમત રૂ. ૦-૮-૦

આદિત્ય મુદ્રણાલયમાં ગજાનન વિશ્વનાથ પાઠકે છાપ્યું.
રાયખડ, અમદાવાદ.



બાળવર્ગથી ત્રીજા ધોરણને માટે

જુઓ

ક્રમિક

# કુમાર-ગણિત

## ભાગ પહેલો

રૂ. ૦—૬—૦

### અભિપ્રાય

પ્રાથમિક શાળાઓનાં નીચલાં ધોરણોને માટે ઉપયોગી થઈ પડે એવી એની રચના જણાય છે.

સાહિત્ય.

# પ્રસ્તાવના

ટ્રેનિંગ કૉલેજના લાંબા અનુભવે અમોને બતાવેલું કે ગણિતનું શિક્ષણ રસિક, સરલ અને સંગીન બનાવવું હોય તો તે ક્રમિક અને પગથીએ પગથીએ થવું જોઇએ. આ ઉપરથી પ્રથમ અમે તે શૈલી મુજબ કન્યાશાળાઓનાં ધોરણો પ્રમાણે કન્યા-ગણિતો તૈયાર કરીને શિક્ષકોની સેવામાં રજુ કર્યાં. અમારાં એ ગણિતોને મુંબઈ ઇલાકાના નામદાર ડિરેક્ટર સાહેબે ટેક્સ્ટ-બૂક તરીકે મંજુર કર્યાં અને કન્યા-શાળાઓમાં કામ કરનારાંને તે એટલાં બધાં અનુકૂળ થયાં, કે તેવી જ શૈલી પ્રમાણે છોકરાઓની શાળાઓનાં ધોરણો મુજબ ગણિતો તૈયાર કરવાની ઘણા શિક્ષક બંધુઓ તરફથી માગણી થઈ. એ ઉપરથી ઉત્તેજિત થઈ અમે આ ક્રમિક કુમાર-ગણિતો તૈયાર કરી શિક્ષકોની સેવામાં રજુ કર્યાં છે. આ ગણિતોના પહેલા ભાગમાં ત્રણ ધોરણ સુધી ચલાવવાના ગણિતનો સમાસ કર્યો છે અને ચોથા તથા પાંચમા ધોરણને માટે આ બીજો ભાગ તૈયાર કર્યો છે.

બંને ભાગને ક્રમિક કરવા ઉપરાંત તેનાં ઉદાહરણો પસંદ કર-વામાં પણ અમે ખૂબ કાળજી રાખેલી છે. બાળકોની શક્તિ બહારનાં કે અપરિચિત ઉદાહરણો ભાગ્યે જ આવવા દીધાં છે. દરેક પ્રકરણના વિષયને બાળકોની શક્તિ પ્રમાણે ચર્ચતાં તે અઘરો કે તદ્દન સહેલો થઈ ન જાય તે માટે પણ અમોએ ઘણી ચીવટ રાખેલી છે. કેટ-લીક વિશેષ રીતો જે સામાન્ય બાળકોને અઘરી પડે તે ઉચ્ચ કોટિના વિદ્યાર્થી માટે કે જિજ્ઞાસુ માટે એવા મથાળા નીચે આપેલી છે. એનો ઉપયોગ એવી બાબતો જાણવાને ઇંતેજાર હોય તેમને માટે છે.

છોકરાઓની શાળાઓ માટે તેમ જ છોકરીઓની શાળાઓ માટે એમ જુદાં જુદાં પુસ્તકો તૈયાર કરવામાં અમને બમણો શ્રમ પડયો છે. તેમ જ અમારે બમણું સાહસ કરવું પડ્યું છે. પરંતુ બંનેનાં ધોરણો જુદાં જુદાં હોવાથી બંનેને વાસ્તે જુદા જુદા પુસ્તકની આવ-

સ્યકતા હતી; એટલે જુદાં જુદાં તૈયાર કર્યાં છે. જો કે આમ કરવામાં અમારો શ્રમ વધ્યો છે, પણ ભણનારાંને તો ઘણી જ અનુકૂળતા થઈ છે.

એક વાત તો ખૂબ સર્વમાન્ય થઈ છે, કે ખાતાએ ઠરાવેલાં ધોરણો પ્રમાણે જે પુસ્તકો તૈયાર કરવામાં આવ્યાં હોય તે બાળકોને વાસ્તે વધારે ઉપયોગી છે. આમ હોવાથી જુદા જુદા લેખકો જુદા જુદા વિષયોને માટે પ્રયાસ કરી રહ્યા છે. અમે ગણિતનો વિષય લઈ તેને માટે ધોરણો પ્રમાણે પુસ્તકો તૈયાર કરવાનો પ્રયત્ન કર્યો છે, અને અમારી ખાતરી છે, કે અમારો પ્રયત્ન શિક્ષકો તેમ જ બાળકોની અનુકૂળતા જરૂર વધારશે જ. ખાતાના માનવંતા અધિકારી સાહેબોએ અમારાં કન્યા-ગણિતો મંજુર કરીને અમારા ઉત્સાહમાં વૃદ્ધિ કરી છે તે માટે આ સ્થળે તેમનો આભાર માનવાની તક અમે ગુમાવી શકતા નથી. તેમ જ જે જે શિક્ષકોએ અમારા આગલા પ્રયાસને ઉત્તેજન આપ્યું છે તથા આ નવું સાહસ કરવાની અમને પ્રેરણા કરી છે તેમનો પણ આભાર માનીએ છીએ. તા. ૧૧–૧૨–૨૫

## બીજી આવૃત્તિ–તા. ૧–૧–૨૭

## ત્રીજી આવૃત્તિ

આ ગણિતને મુંબઈ ઇલાકાના કેળવણીખાતાના નામદાર ડિરેકટર સાહેબે તેમ જ પશ્ચિમ હિંદ સ્ટેટ્સ્ એજન્સિના મે. એજંટ ટુ ધી ગવર્નર જનરલ સાહેબે ટેકસ્ટ–બૂક તરીકે ચલાવવા મંજુર કર્યું તેથી અને શિક્ષક ભાઇઓએ આનો ઉપયોગ શરૂ કર્યો તેથી, ટુંક મુદતમાં ત્રીજી આવૃત્તિ કાઢવા અમે શક્તિમાન થયા છીએ. અમારા પ્રયાસની કદર કરનારાનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ.

અમદાવાદ, તા. ૧૫–૨–૨૯ લેખકો

# શિક્ષકોને

જે ધોરણને જે જાતના હિસાબ ચલાવવા હોય તે જાતના હિસાબ અનુક્રમણિકા જોઈ શોધી કાઢવા. તેનું પહેલું પગથીઉં ધ્યાનપૂર્વક વાંચી જવું અને વર્ગને તે પગથીઆની રીતનું શિક્ષણ આપવું. શિક્ષણ આપ્યા પછી તે પગથીઆમાં આપેલાં ઉદાહરણોનો મહાવરો કરાવવો. એક પગથીઆનાં ઉદાહરણોની રીત બાળકોને બરાબર આવડે ત્યારપછી બીજું પગથીઉં શરૂ કરવું. દરેક પગથી-આમાં પાંચેક ઉદાહરણો હોય છે તેટલાંથી ઘણુંકરીને તે પગથી-આની રીત બાળકોના મનમાં બરાબર ઠસી જવાનો સંભવ છે. તેમ છતાં વધારે ઉદાહરણોની જરૂર પડે તો પગથીઆની હદ લક્ષમાં રાખી તે જાતનાં બીજાં ઉદાહરણો પોતે જાતે ઉપજાવીને લખાવવાં. આમ પગથીએ પગથીએ આગળ વધવું. કોઈ પણ વચ્ચેના પગથી-આને સમજાવ્યા સિવાય આગલું પગથીઉં શરૂ કરવું નહિ.

**ગણિતનું સારૂં જ્ઞાન કરાવવા નીચેની સૂચનાઓ લક્ષમાં રાખવી.**

૧. એક પગથીઆની રીત બધા છોકરાને બરાબર આવડ્યા સિવાય બીજું પગથીઉં શરૂ કરવું નહિ.
૨. રીતની ઝીણામાં ઝીણી બાબત પર પણ બાળકોનું લક્ષ ખેંચવું.
૩. રીતમાં સ્વચ્છતા અને સુંદરતા પર ખાસ ધ્યાન દેવું.
૪. જેમ બને તેમ ટુંકી રીતે કરાવવું.
૫. કોઈ પણ પગથીઆની રીત સમજાવ્યા સિવાય મનોયત્ન આપવાં નહિ.
૬. પહેલું ઉદાહરણ અને પછી નિયમ, એ ગણિતશિક્ષણનો સિદ્ધાંત કદી ભૂલવો નહિ.
૭. ઉદાહરણને જેમ બને તેમ વ્યાવહારિક બનાવવાં.
૮. કોઈ પણ પારિભાષિક શબ્દ સમજાવ્યા સિવાય વાપરવો નહિ.

એક ધોરણની બધી બાબતો રીતસર શિખવાઈ ગયા પછી તે ધોરણને માટે આપેલાં પરચુરણ ઉદાહરણો લખાવવાં. પરચુરણ ઉદાહરણો, ધોરણમાં ચાલેલી બધી રીતોનું પુનરાવર્તન છે. બાળકો જો સમજાવ્યા વગર પોતાની મેળે એ ઉદાહરણો કરી શકે તો સમજવું, કે ધોરણનું ગણિતનું શિક્ષણ બરાબર થઈ ગયું છે; પણ જો ભૂલો કરે તો જાણવું, કે કંઇક કચાશ રહી ગઈ છે. પરચુરણમાં પણ કોઈ કોઈ ઉદાહરણો ખાસ વિચારશક્તિને કેળવે એવાં છે. તેમાં સહેજ માર્ગદર્શક થવું.

શિક્ષકોને અમારી નમ્ર વિનતિ છે, કે જે જે ભાઇઓ આ પુસ્તક વાંચે અગર તેનો ઉપયોગ કરે, તેમણે પોતાના વિચાર અને થએલો અનુભવ અમને જણાવવા મહેરબાની કરવી, એટલે નવી આવૃત્તિમાં અમને તે તે જાતના સુધારા કરવાની તક મળે.

---

# અનુક્રમણિકા

## ચોથું ધોરણ—પૃષ્ઠ ૧ થી ૧૧૦

## પાંચમું ધોરણ–પૃષ્ઠ ૧૧૧ થી ૧૬૦



## વધારો—પૃષ્ઠ ૧૬૦ થી ૧૬૪



## જવાબ—પૃષ્ઠ ૧૬૫ થી ૧૯૬

ક્રમિક

# કુમાર-ગણિત

## ભાગ બીજો

### ચોથા ધોરણનો અભ્યાસક્રમ

તોલ, નાણું, માપ, મહત્ત્વ અને વખતનાં અંગ્રેજી કોષ્ટક.
વ્યાવહારિક અપૂર્ણાંક.
ત્રિરાશિના વધારે અઘરા દાખલા અને બહુરાશિના સહેલા દાખલા.
સાદું વ્યાજ. ( ફક્ત વ્યાજ ગણતાં જ શિખવવું. )

---

## પ્રકરણ પહેલું-પરિમાણવિભાગ

( પાછલાનું પુનરાવર્તન )

(૧)

| | |
|---|---|
| ૨॥ | પાઇનો અધેલો |
| ૨ | અધેલાનો પૈસો |
| ૪ | પૈસાનો આનો |
| ૨ | આનાની બેઆની |
| ૨ | બેઆનીનું પાવલું |
| ૨ | પાવલાંનો અર્ધો |
| ૨ | અર્ધોનો રૂપીઓ |

(૨)

| | |
|---|---|
| ૧૨ | પાઇનો આનો |
| ૧૬ | આનાનો રૂપીઓ |
| ૧૫ | રૂપીઆની મહોર |

(૩)

| | |
|---|---|
| ૧૬ | વીસવાસીની બદામ |
| ૧૬ | બદામનો દોકડો |
| ૧૦૦ | દોકડાનો રૂપીઓ |

(૪)

૨॥ રૂપીઆભારનું અધોળ

૨ અધોળનું નવટાંક

૨ નવટાંકનો પાશેર

૨ પાશેરનો અચ્છેર

૨ અચ્છેરનો શેર

૪૦ શેરનો મણ

(૫)

૫ મણનો કોથળો

૭ મણનો નાનો હારો

૧૨ મણની માણી

૧૬ મણની કળશી

૨૦ મણની ખાંડી

૨૧ મણનો મોટો હારો

૨૪ મણનો ભાર

૩૦ મણની ગાલ્લી

૩૨ મણનું બેડીઉં

૧૦૦ મણનો મુડો

(૬)

૬ ચોખાભારની રતી

૩ રતીનો વાલ

૧૬ વાલનો ગદિઆણો

૨ ગદિઆણાનો તોલો

(૭)

૮ આડાજવનો આંગળ

૪ આંગળની મુઠી

૩ મુઠીની વેંત

૨ વેંતનો હાથ

૪ હાથનો દંડ

૨૦૦૦ દંડનો ગાઉ

૪ ગાઉનો જોજન

(૮)

૧૨ ઇંચનો ફૂટ

૩ ફૂટનો વાર

૧૭૬૦ વારનો માઇલ

(૯)

૬૦ વિપળની પળ

૬૦ પળની ઘડી

૬૦ ઘડીનો દિવસ

૩૦ દિવસનો માસ

૧૨ માસનું વર્ષ

(૧૦)

૬૦ સેકંડની મિનિટ

૬૦ મિનિટનો કલાક

૨૪ કલાકનો દિવસ

૨૮,૨૯,૩૦કે૩૧ દિવસનો માસ

૧૨ માસ કે ૩૬૫ દિવસનું વર્ષ

(૧૧)

૨૪ કાગળનો ઘા

૨૦ ઘાનું રીમ

૧૦ રીમની ગાંસડી

(૧૨)

૨૦ નંગની કોડી

(૧૩)

૧૨ નંગનો ડઝન

૧૨ ડઝનનો ગ્રોસ

( નવાં શિખવવાનાં )

## અંગ્રેજી કોષ્ટકો

### (૧) નાણાંનું

૪ ફાર્ધિંગની પેની
૧૨ પેન્સનો શિલિંગ
૫ શિલિંગનો ક્રાઉન
૨૦ શિલિંગનો પૌંડ
૨૧ શિલિંગની ગિની

**ટીપ**—ફાર્ધિંગ ને પેની તાંબાના, શિલિંગ ને ક્રાઉન રૂપાના અને પૌંડ ને ગિની સોનાના સિક્કા છે. ફાર્ધિંગ લગભગ અધેલા જેવો, પેની ઢબુ જેવો અને શિલિંગ અર્ધા જેવો હોય છે. પૌંડને આપણે મહોર કહીએ છીએ. ગિની અને પૌંડમાં સહેજ ફેર હોય છે. પેન્સ એ પેનીનું બહુવચન છે.

### (૨) સામાન્ય તોલનું

૧૬ ડ્રામનો ઔંસ
૧૬ ઔંસનો પાઉંડ (રતલ)
૧૪ પાઉંડનો સ્ટોન
૨૮ પાઉંડનો ક્વાર્ટર
૪ ક્વાર્ટરનો હંડ્રવેટ
૨૦ હંડ્રવેટનો ટન

**ટીપ**—ડ્રામ બેઆની (રૂપાની) થી સહેજ વધારે વજનનો, ઔંસ લગભગ અધોળ જેવડો ને પાઉંડ લગભગ શેર જેવડો હોય છે. આ તોલ એવર્ડુપોઇસ વજન કહેવાય છે. પાઉંડ ( એવ. ) = ૭૦૦૦ ગ્રેઇન

### (૩) સોનુંરૂપું તોળવાનું

૨૪ ગ્રેઇનનો પેનીવેટ
૨૦ પેનીવેટનો ઔંસ
૧૨ ઔંસનો પાઉંડ
૫૭૬૦ ગ્રેઇનનો પાઉંડ

**ટીપ**—ગ્રેઇન એટલે દાણો. તેનું વજન ઘઉંના દાણા જેટલું હોય છે. પેનીવેટનું વજન બેઆનીથી સહેજ વધારે, ઔંસ અધોળથી સહેજ મોટો અને પાઉંડ ૩૨ રૂપીઆભારનો હોય છે. આ તોલ ટ્રોય વજન કહેવાય છે.

**(૪) દવા તોળવાનું**

૨૦ ગ્રેઇનનો સ્ક્રુપલ
૩ સ્ક્રુપલનો ડ્રામ
૮ ડ્રામનો ઔંસ
૧૨ ઔંસનો પાઉંડ

**ટીપ**–આ તોલના ગ્રેઇન, ઔંસ અને પાઉંડ, ટ્રોય વજનના જેવડા જ છે. આ તોલ એપાથીકરી વજન કહેવાય છે.

**(૫) લંબાઇનું**

૧૨ ઇંચનો ફૂટ
૩ ફૂટનો વાર (યાર્ડ)
પા૫ વારનો પોલ
૪૦ પોલનો ફર્લાંગ
૮ ફર્લાંગનો માઇલ

૨૨ વાર કે ૧૦૦ લીંક } =સાંકળ
૨૨૦ વાર કે ૧૦ સાંકળ } =ફર્લાંગ

**+(૬) અનાજ માપવાનું**

૨ પીંટનો ક્વાર્ટ
૪ ક્વાર્ટનો ગેલન
૨ ગેલનનો પેક
૪ પેકનો બુશલ
૮ બુશલનો ક્વાર્ટર
૫ ક્વાર્ટરનો લોડ, વ્હે કે ટન

**+(૭) પ્રવાહી માપવાનું**

૪ જીલનો પીંટ
૨ પીંટનો ક્વાર્ટ
૪ ક્વાર્ટનો ગેલન
૩૬ ગેલનનો બેરલ
૬૩ ગેલનનો હોગ્ઝેડ
૨ હોગ્ઝેડનો પાઇપ
૨ પાઇપનો ટન

**ટીપ**—શુદ્ધ પાણીનો ૧ ગેલન વજનમાં ૧૦ પાઉંડ (એવ.) થાય છે. બંને માપના ગેલન સરખા હોય છે.

## પ્રકરણ બીજું–દેશી અને વિદેશી પરિમાણોનો સંબંધ

| વિદેશીનાં દેશી | દેશીનાં વિદેશી |
|---|---|
| પૌંડ = ૧૫ રૂપીઆ | મહોર = ૧ પૌંડ |
| શિલિંગ = ૧૨ આના | રૂપીઓ = ૧૬ પેન્સ |
| પેની = ૧ આનો | આનો = ૧ પેની |
| ફાર્ધિંગ = ૧ પૈસો | પૈસો = ૧ ફાર્ધિંગ |

**ટીપ**—આ સંબંધ વારંવાર બદલાય છે. પણ સામાન્ય રીતે આવો હોય છે.

+ ખાસ ઇચ્છા હોય તેને જ માટે છે. બધાને ચલાવવાની જરૂર નથી.

| | |
|---|---|
| પાઉંડ (એ.)=૭૦ પૈસાભાર(જુના) | પૈસાભાર (જુના)= ૧૦૦ ગ્રેઇન |
| પાઉંડ (ટ્રો.)= ૩૨ રૂ. ભા. | પૈસાભાર (નવા)= ૭૫ ગ્રેઇન |
| કલાક = ૨ાા ઘડી | રૂપીઆભાર = ૧૮૦ ગ્રેઇન |
| મિનિટ = ૨ાા પળ | શેર =૭૨૦૦ ગ્રેઇન |
| સેકંડ = ૨ાા વિપળ | ઘડી = ૨૪ મિનિટ |
| માઇલ =૩૨૦૦ હાથ | પળ = ૨૪ સેકંડ |
| ફુટ = ૧૪$\frac{6}{25}$ આંગળ | ગાઉ = ૨ાા માઇલ |
| | હાથ = ૧૮$\frac{4}{5}$ ઇંચ |

## પગથીઉં પહેલું—(વિદેશીનાં દેશી)

ઉ૦ ૨ ક્વા. ૭ પાઉંડ ખાંડ દેશી તોલમાં કેટલી થાય ?

```
 ૨ ક્વા.      ૬૩ પા.          ૭૨|૪૪૧૦ પૈસાભાર        ૭૨)૪૪૧૦(૬૧
×૨૮          ×૭૦             ૪૦| ૬૧ શે. ૧૮ પૈ. ભા.     ૪૩૨
 ૫૬ પા.     ૪૪૧૦ પૈ. ભા.        |  ૧ મ. ૨૧ શે.             ૯૦
+૭                                                        ૭૨
 ૬૩ પા.      ૧ મ. ૨૧ શે. ૧૮ પૈસાભાર જવાબ                 ૧૮
```

(૧) ૧ હં. ૩ ક્વા. ૧૫ પાઉંડ ઘઉં દેશી તોલમાં કેટલા થાય ?

(૨) ૭ પૈં. ૫ શિ. ૩ પેન્સનું દેશી નાણું કેટલું આવે ?

(૩) ૧૦ ક. ૧૨ મિ. ૧૪ સેકંડને દેશી વખતમાં બોલો.

(૪) ૫૫૮૦ ગ્રેઇન સોનું દેશી તોલમાં કેટલું કહેવાય ?

(૫) ૧૦૦૮૦ સેકંડની ઘડી કેટલી ?

## પગથીઉં બીજું -(દેશીનાં વિદેશી)

(૬) ૫૮૦ રૂપીઆનું વિલાયતી નાણું કેટલું આવે ?

(૭) ૯૯૨ રૂપીઆભારના ટ્રોય પાઉંડ કેટલા થાય ?

(૮) ૯૨૬ ઘડીના કલાક કરો.

(૯) ૫૮૧૦ (જુના) પૈસાભારના ક્વાર્ટર કરો.

(૧૦) ૭૬૮૦૦ મુઠીના માઇલ્સ કરો.

---

# પ્રકરણ ત્રીજું—અવયવ

**પગથીઉં પહેલું—(અવયવની સમજ અને બે અવયવો)**

૫ અને ૭ નો ગુણાકાર કરવાથી ૩૫ આવે છે. બીજી રીતે બોલીએ તો ૫ અને ૭ વડે, ૩૫ ને શેષ ન વધે એવી રીતે ભાગી શકાય છે. આમ હોવાથી ૫ અને ૭ તે, ૩૫ ના અવયવ કે નિઃશેષ ભાજક કહેવાય છે. (નિઃ—નહિ + શેષ)

**અવયવ કે નિઃશેષ ભાજક**—જે સંખ્યાઓનો ગુણાકાર કરવામાં આવે છે તે સંખ્યાઓ આવેલા ગુણાકારના અવયવ* કે નિઃશેષ ભાજક કહેવાય.

**નીચેની સંખ્યાઓના અવયવો લખો.**

(૧) ૧૦ (૨) ૨૧ (૩) ૨૫ (૪) ૩૯ (૫) ૭૭

**પગથીઉં બીજું—(બે અવયવો પણ જુદી જુદી રીતે)**

૨૧ ના અવયવ ૭ અને ૩ થાય, પરંતુ ૧૨ ના અવયવ પાડતાં એક રીતે ૪ અને ૩, પણ બીજી રીતે ૬ અને ૨ થાય. આમ હોવાથી સાફ જણાય છે, કે કોઈ સંખ્યાના એક જ રીતે અને કોઇના વધારે રીતે અવયવ પડે છે.

---

* કોઈ પણ સંખ્યાના ૧ અને તે સંખ્યા પોતે એમ બે અવયવ તો પડે જ. જેમકે ૭ ના ૧ અને ૭; ૧૧ ના ૧ અને ૧૧; પણ નકામું લંબાણ અટકાવવા તે રીતે ન પાડવા.

**નીચેની સંખ્યાઓના બની શકે તેટલી રીતે બબ્બે અવયવો લખો.**

(૬) ૧૮ (૭) ૩૦ (૮) ૨૪ (૯) ૪૦ (૧૦) ૩૬

### પગથીઉં ત્રીજું–( વિભાજ્ય અવયવો )

૧૬ ના એક રીતે ૮ અને ૨ અવયવ થાય. ૨ અને ૮ ની સ્થિતિ તપાસતાં જણાય છે કે ૮ ના પાછા અવયવ પડી શકે છે, પણ ૨ ના પડી શકતા નથી; તેથી ૮ વિભાજ્ય* અને ૨ અવિભાજ્ય અવયવ છે. હવે બીજી રીતે ૪ અને ૪ એમ પાડીએ તો તે બંને વિભાજ્ય છે. તેમ ૩૬ ના ૧૮×૨, ૧૨×૩, ૯×૪ અને ૬×૬ એમ ચાર રીતે અવયવો પડે; તેમાં છેલ્લી બે રીતમાં બંને વિભાજ્ય અવયવો છે.

**નીચેની સંખ્યાઓના બની શકે તેટલી રીતે એવા બબ્બે અવયવો પાડો કે બંને વિભાજ્ય હોય.**

(૧૧) ૨૪ (૧૨) ૩૨ (૧૩) ૪૦ (૧૪) ૪૮ (૧૫) ૬૦

### પગથીઉં ચોથું–( અવિભાજ્ય અવયવો )

૨૪ ના વિભાજ્ય અવયવો પાડતાં ૬×૪ થાય. એ અવયવોના પાછા અવયવ પાડતાં ૬ ના ૩×૨ અને ૪ ના ૨×૨ પડે, એટલે ૨૪ ના ૩×૨×૨×૨ એમ ચાર અવયવ પડે. એ ચારે અવિભાજ્ય અવયવો છે.

* કેટલીક સંખ્યાના અવયવ પડી શકે છે અને કેટલીકના પડતા નથી. જેના અવયવ પડી શકે છે તે વિભાજ્ય અને જેના નથી પડતા તે અવિભાજ્ય સંખ્યા કહેવાય છે. ૮ અને ૪ એ વિભાજ્ય. પણ ૨ અને ૩. એ અવિભાજ્ય સંખ્યા છે.

૧ થી ૧૦૦ સુધીની અવિભાજ્ય સંખ્યાઓ:—૧, ૨. ૩, ૫. ૭, ૧૧. ૧૩. ૧૭. ૧૯, ૨૩, ૨૯. ૩૧, ૩૭, ૪૧, ૪૩, ૪૭, ૫૩. ૫૯. ૬૧. ૬૭, ૭૧. ૭૩, ૭૯, ૮૩. ૮૯. ૯૭.

૧૮ ના અવિભાજ્ય અવયવો માગ્યા હોય તો બાજુ પર

| | |
|---|---|
| ૨ | ૧૮ |
| ૩ | ૯ |
| ૩ | ૩ |
| | ૧ |

દર્શાવેલી રીતે નીકળે; એટલે પ્રથમ ૧૮ ને બે વડે ભાગ્યા તો ૯ આવ્યા; તે ૯ ને પાછા ૩ વડે ભાગ્યા તો ૩ આવ્યા; તે ૩ ને ફરી ત્રણે ભાગ્યા તો ૧ આવ્યો. ભાગનાર સંખ્યા ૨, ૩ અને ૩, તે ૧૮ ના અવિભાજ્ય અવયવ.

જવાબ ૨×૩×૩

**રીત**—કહેલી સંખ્યાને જે કોઈ અવિભાજ્ય સંખ્યાએ નિઃશેષ ભગાતા હોય તેણે ભાગવા. જે ભાગાકાર આવે તેને પાછા ભાગવા. એમ છેવટ ૧ આવે ત્યાંસુધી કરવું. જેટલા ભાજકે ભગાય તે બધા અવયવો સમજવા.

**ટીપ**—આપેલી સંખ્યાનો અવયવ અમુક આંકડો થશે તે જાણવાના નિયમો—

૧. જેને છેડે ૦ કે બેકી અંક હોય તેનો અવયવ ૨ થાય જ.*
૨. જેને છેડે ૦ કે ૫ હોય તેનો અવયવ ૫ થાય જ.*
૩. જેના બધા અંકોના સરવાળાનો અવયવ ૩ હોય તેનો અવયવ ૩ થાય જ.+
૪. જેના એકીએકી સ્થાનના અને બેકીબેકી સ્થાનના અંકોના સરવાળાની બાદબાકી ૦ હોય× કે બાદબાકીનો અવયવ ૧૧ હોય તેનો અવયવ ૧૧ થાય જ.‡

* છેલ્લે ૦ એટલે એકમની ગેરહાજરી. એટલે બાકીના દશક છે; અને ૧૦ ના અવયવ ૨ ને ૫ હોય જ.

* છેલ્લા સિવાયના બીજા દશક છે. અને ૧૦ ના અવયવ ૨ ને ૫ હોય જ.

+ ગમે તે સ્થાનના અંકની કીંમતને ત્રણે ભાગતા તે આંકડા જેટલા જ શેષ વધે છે. જેમકે ૨ દશકને એટલે ૨૦ ને ૩ વડે ભાગતાં ૨ વધે. ૨ શતકને એટલે ૨૦૦ ને ૩ વડે ભાગતાં ૨ વધે; માટે અંકોનો સરવાળો તે એક રીતે જોતાં શેષનો સરવાળો છે.

× ૧૧ ના બે અંકો પૈકી દશકનો ૧, બેકી સ્થાનમાં અને એકમનો ૧, એકી સ્થાનમાં છે. તે બન્નેની બાદબાકી ૦ છે.

‡ ૯૯ સુધી તો ૧૧ ના ભાજ્ય સમાનપાએ ચાલ્યા જાય, પરંતુ

**નીચેની સંખ્યાઓના અવિભાજ્ય અવયવો શોધો.**

(૧૬) ૩૦ (૧૭) ૧૫૦ (૧૮) ૪૨૯ (૧૯) ૪૯૫
(૨૦) ૫૧૨ (૨૧) ૩૧૨૫ (૨૨) ૪૮૦૦
(૨૩) ૧૭૫૯૦ (૨૪) ૯૦૦૯ (૨૫) ૧૦૦૦૦

---

# પ્રકરણ ચોથું–ગુરુતમ સાધારણ અવયવ

## પગથીઉં પહેલું–( સાધારણ અવયવો )

૧૫ ના અવયવ ૫ ને ૩ અને ૨૧ ના ૭ ને ૩ છે. આમાં ૩, બંનેમાં આવે છે. તે ૩, એ બંનેનો સામાન્ય કે સાધારણ અવયવ કહેવાય.

૨૦ અને ૨૪ ના સાધારણ અવયવ શોધવા હોય તો પ્રથમ ૨૦ ના બની શકે તેટલી રીતે બબ્બે અવયવ પાડતાં ૧૦ × ૨ કે ૫×૪ એમ થાય; તેમ ૨૪ ના પાડતાં ૧૨×૨, ૮×૩ કે ૬×૪ થાય. આમાં ૨ અને ૪ બંનેમાં આવે છે, તે બંનેના સાધારણ અવયવો છે.

**રીત**—પ્રથમ દરેક સંખ્યાના જેટલી રીતે બબ્બે અવયવ પડતા હોય તેટલી રીતે પાડવા. તેમાંના જે અવયવો, બધી રકમોના અવયવ હોય, તે સાધારણ અવયવ.

---

જ્યારે ત્રણ આંકડા આવે ત્યારે શતક અને એકમના અંકોનો સરવાળો દશકના અંકો બરાબર થાય; પણ જ્યારે રકમ બે શતક ઉપર જાય ત્યારે પરિસ્થિતિ બદલાય છે. જેમકે ૨૦૦ ને ૧૧ વડે ભાગતાં ૨ વધે એટલે જો ૨૦૯ હોય તો તે વધેલા ૨ અને ૯ નો સરવાળો ૧૧ થતાં તેને ૧૧ વડે નિઃશેષ ભગાય છે. આમાં ૨ અને ૯, એકી સ્થાનના અંકો છે, તેનો સરવાળો ૧૧ થાય છે. તેમાંથી બેકી સ્થાનનો ૦ બાદ કરતાં બાદબાકી ૧૧ છે. ૩૦૮, ૩૧૯ અને ૪૨૯ આવી સ્થિતિની સંખ્યાઓ છે.

**નીચેની રકમોના સાધારણ અવયવો શોધો.**

**(૧)** ૨૧ અને ૩૫ **(૨)** ૩૬ અને ૪૨ **(૩)** ૪૫ અને ૫૪
**(૪)** ૭૫ અને ૧૨૦ **(૫)** ૩૦, ૪૦ અને ૨૨

**પગથીઉં બીજું-( ગુરુતમ સાધારણ અવયવ )**

૩૬ અને ૪૮ ના સાધારણ અવયવ પહેલા પગથીઆ પ્રમાણે ૨, ૩, ૪, ૬ અને ૧૨ થાય. આમાં ૧૨, તે બધામાં મોટામાં મોટો છે, તેને ગુરુતમ સાધારણ અવયવ ( ગુરુતમ=ગુરુ—મોટો+તમ—શ્રેષ્ઠતા-દર્શક પ્રત્યય=મોટામાં મોટો; સૌથી મોટો ), ગુરુતમ સાધારણ નિ:શેષ ભાજક કે દૃઢભાજક કહે છે. અવયવ પાડીને ૩૬ અને ૪૮ નો ગુ૦ સા૦ અવયવ ૧૨, નીચે પ્રમાણે શોધી કઢાય.

| | | |
|---|---|---|
| ૩૬ ના અવિભાજ્ય અવયવો | | —૨ × ૨ × ૩ × ૩ |
| ૪૮ ના | ,, ,, | —૨ × ૨ × ૨ × ૨ × ૩ |
| બંનેના સામાન્ય | ,, | —૨ × ૨ × ૩ |

સામાન્ય અવયવોનો ગુણાકાર-૧૨, તે ગુ૦ સા૦ અવયવ.

**રીત**—( અવયવ પાડીને )—પ્રથમ દરેક સંખ્યાના અવિભાજ્ય અવયવો પાડવા. તેમાંથી સામાન્ય અવયવો જુદા કાઢવા. જુદા કાઢેલા અવયવોનો ગુણાકાર તે ગુ૦ સા૦ અવયવ.

**ટીપ**—જ્યારે કોઈ પણ સામાન્ય અવયવ ન હોય ત્યારે ૧ તો સામાન્ય અવયવ છે જ, તેથી તેવે વખતે ગુ૦ સા૦ અવયવ ૧ થાય.

**નીચેની રકમોના અવયવ પાડીને ગુ૦ સા૦ અવયવ શોધો.**

**(૬)** ૩૦ અને ૪૦ **(૭)** ૩૫ અને ૪૯ **(૮)** ૭૨ અને ૧૦૮
**(૯)** ૧૬૮ અને ૧૯૬ **(૧૦)** ૨૨૨ અને ૨૩૪ **(૧૧)** ૧૩૨, ૨૩૧ અને ૩૯૬
**(૧૨)** ૮૪ અને ૧૩૫ નો મોટામાં મોટો સાધારણ અવયવ કયો ?
**(૧૩)** ૪૦૦ અને ૨૮૦ નો દૃઢભાજક શો ?
**(૧૪)** ૧૦૨ અને ૧૫૩ ને ભાગતાં ઓછામાં ઓછા ભાગાકાર * આવે એવો નિ:શેષ ભાજક કયો ?

---

* ઓછામાં ઓછા ભાગાકાર લાવવાને મોટામાં મોટો ભાજક શોધવો પડે.

(૧૫) એક ટોપલામાં ૮૪ અને બીજામાં ૧૮૯ દાડમ છે. તે દરેકના કેટકેટલા દાડમના મોટામાં મોટા ઢગલા કરીએ, તો પુરા ઢગલા થતાં કંઈ ન વધે ?

**પગથીઉં ત્રીજું–( ભાગાકાર કરીને ગુ૦ સા૦ અવયવ )**

૩૯ અને ૬૫ નો ગુ૦ સા૦ અવયવ ૧૩, અવયવની રીતે શોધતાં આવશે. તે જ ગુ૦ સા૦ અવયવ બાજુ પર દર્શાવેલી રીતે પણ શોધી શકાય. જ્યારે રકમો મોટી હોય કે સહેલાઇથી અવયવો ન નીકળે તેવી હોય ત્યારે આ રીત સરલ પડે છે.

```
    ૩૯ ) ૬૫ ( ૧
         ૩૯
૧૩ ) ૨૬ ( ૨   ૨૬ ) ૩૯ ( ૧
     ૨૬            ૨૬
     ૦૦            ૧૩
   જવાબ ૧૩
```

*રીત—મોટી સંખ્યાને નાની સંખ્યાએ ભાગવા. જો શેષ વધે તો તે શેષ વડે ભાજક થએલી નાની સંખ્યાને ભાગવા. એમ છેવટ શેષ ન વધે ત્યાંસુધી કરવું. છેલ્લો ભાજક તે ગુ૦ સા૦ અવયવ. રકમો બે કરતાં વધારે હોય તો પહેલાં બેનો શોધવો. પછી જે આવે તેનો અને ત્રીજી રકમનો શોધવો. એમ જેટલી રકમો હોય તેટલીનું કરવું. છેલ્લો ભાજક તે બધીનો ગુ૦ સા૦ અવયવ.

* આ રીત નીચેના નિયમો ઉપરથી ઉત્પન્ન થઈ છે.

૧. કોઈ રકમનો નિઃશેષ ભાજક, તેના હરકોઈ નિઃશેષ ભાજ્યનો નિઃશેષ ભાજક થાય. જેમકે ૧૫ નો નિઃશેષ ભાજક ૫. તે ૧૫ ના અવયવી ૩૦, ૪૫ ને ૬૦ ના પણ નિઃશેષ ભાજક છે.

૨. કોઈ બે રકમના સાધારણ નિઃશેષ ભાજક. તે બે રકમના સરવાળા તેમ જ બાદબાકીનો પણ સાધારણ નિઃશેષ ભાજક છે. જેમકે ૧૫ ને ૨૫ નો સા૦ અવયવ ૫, તે ૧૫+૨૫=૪૦ નો. તેમ જ ૨૫–૧૫=૧૦ નો. પણ સા૦ અવયવ છે. રીતમાં ભાગાકાર કરવામાં આવે છે. ભાગાકાર તે બાદબાકીનું જ સ્વરૂપ છે. મતલબ કે રકમો બાદ કરવામાં આવે છે. એમ ક્રમેક્રમે ઉતરતાં છેવટનો ભાજક બને, તે મૂળ રકમોનો પણ ગુરુતમ સાધારણ અવયવ હોય તે ખુલ્લું છે.

**ભાગાકાર કરીને શોધો.**

(૧૬) ૪૦૫ અને ૫૧૩ નો ગુરુતમ સાધારણ અવયવ શોધો.

(૧૭) ૫૭૨ અને ૯૨૪ નો મોટામાં મોટો સાધારણ નિઃશેષ ભાજક શો ?

(૧૮) ૧૦૦૮, ૧૭૩૬ અને ૨૨૯૬ એ ત્રણેનો મોટામાં મોટો શેષ ન વધે તેવો ભાજક શોધો.

(૧૯) કઈ મોટામાં મોટી સંખ્યાએ ૯૩૬ અને ૧૯૭૬ ને શેષ વધ્યા વગર ભાગી શકાય ?

(૨૦) ૮૪૫ ફૂટ અને ૧૧૨૫ ફૂટ દોરી છે. તે દરેકમાંથી ઓછામાં ઓછા, સરખી લંબાઇના કેવડા ટુકડા કરીએ કે કકડા થતાં કંઈ ન વધે ? ( ઓછામાં ઓછા ટુકડા કરવા લંબાઈ મોટામાં મોટી જોઇએ. )

---

( ઉચ્ચ કોટિના વિદ્યાર્થીઓ માટે ) *

**પગથીઉં ચોથું-( શેષ વધતા હોય તેવા )**

ઉ૦ એવી મોટામાં મોટી સંખ્યા શોધો કે જે વડે ૨૫ અને ૪૨ ને ભાગતાં અનુક્રમે ૧ અને ૨ શેષ વધે. સહેજ વિચાર કરતાં માલમ પડશે કે એવી સંખ્યા તો ૪ અને ૮ છે. પણ તેમાં મોટામાં મોટી ૮ છે; માટે જવાબ ૮

| ૨૫ | ૪૨ |
|---|---|
| બા૦ ૧ | બા૦ ૨ |
| ૨૪ | ૪૦ |

આ જવાબ મેળવવા પ્રથમ દરેક શેષ બાદ કર્યા એટલે ૨૪ અને ૪૦ રહ્યા. પછી તેનો ગુ૦ સા૦ અવયવ શોધતાં ૮ આવ્યા. તે માગેલી સંખ્યા.

**રીત**—પ્રથમ શેષ બાદ કરવા. પછી જે રકમો રહે તેનો ગુ૦ સા૦ અવયવ શોધી કાઢવો. એ ગુ૦ સા૦ અવયવ, તે માગેલી સંખ્યા.

(૨૧) એવી મોટામાં મોટી કઈ સંખ્યા છે કે જે વડે ૧૨૮ અને ૨૭૯ ને ભાગતાં અનુક્રમે ૩ અને ૪ શેષ વધે ?

---

* આ ભાગ ચલાવવાની ફરજ નથી.

(૨૨) કઈ મોટામાં મોટી સંખ્યા વડે ૩૦૦ અને ૮૦૪ ને ભાગતાં બંનેમાં ૬ શેષ વધે ?

(૨૩) એવો મોટામાં મોટો ભાજક શોધી કાઢો કે જે વડે ૧૬૭ ને ભાગતાં ૨, ૨૭૫ ને ભાગતાં કંઈ નહિ અને ૬૦૯ ને ભાગતાં ૪ શેષ વધે.

(૨૪) દીવાસળીના બે ઢગલા છે. એકમાં ૯૨૦ અને બીજામાં ૮૨૦ સળીઓ છે. તેમાંથી વધારેમાં વધારે કેટકેટલી સળીઓ એકેક પેટીમાં ભરીએ તો પેટીઓ ભરાતાં અનુક્રમે ૨ અને ૪ સળી વધે ?

**પગથીઉં પાંચમું–( વિવિધ અને આણુપાણુના દશ્યવાળા )**

૬ રૂ. ૯ આ. અને ૧૦ રૂ. ૧૫ આ. નો ગુ૦ સા૦ અવયવ શોધવો હોય તો બંનેનું એક જાતનું ઉતરતું પરિમાણ આના બનાવતાં ૧૦૫ આ. અને ૧૭૫ આ. થાય. પછી ૧૦૫ આ. અને ૧૭૫ આ. નો ગુ૦ સા૦ અવયવ શોધતાં ૩૫ આ. આવે. ૩૫ આ. = ૨ રૂ. ૩ આ. જવાબ.

આણુપાણવાળી રકમો હોય તો બંનેની પાણો અગર આના બનાવવા. પછી નિયમસર કરવું.

**નીચેની રકમોનો ગુ૦ સા૦ અવયવ શોધો.**

(૨૫) ૩૨ ફૂટ ૬ ઈંચ અને ૫૭ ફૂટ ૬ ઈંચ

(૨૬) રૂ. ૧૦॥≈ અને રૂ. ૧૭)≈

(૨૭) ૮ કલાક અને ૧૨॥ કલાક ૧૦ મિનિટ

(૨૮) મોટામાં મોટી કેટકેટલા વાલની વીંટીઓ કરાવીએ કે ૧૪ તો. ૭ વા. અને ૧૭ તો. ૧૫ વા. સોનાની લગડીઓમાંથી પુરી વીંટીઓ થતાં કંઈ ન વધે ?

### પગથીઉં છઠ્ઠું-( દઢભાજકે ભાગવાના )

(૨૯) ૩૦૦ અને ૪૨૦ નો દઢભાજક શોધો. પછી બંને સંખ્યાને તે દઢભાજકે ભાગી ભાગાકાર આવે તે લખો.

(૩૦) એક શાળામાં ૧૫૦, બીજીમાં ૨૧૦ અને ત્રીજીમાં ૨૪૦ છોકરાઓ છે. દરેક શાળામાં કોઈ પણ છોકરો બાકી રહી ન જાય તેવી રીતે, વધારેમાં વધારે સરખા છોકરાઓના, કેટ-કેટલા વર્ગ થાય ?

---

## પ્રકરણ પાંચમું–લઘુતમ સાધારણ અવયવી

### પગથીઉં પહેલું-( અવયવી )

૩ અને ૭ નો ગુણાકાર ૨૧ થાય. આમાં ૨૧, તે ૩ નો તેમ જ ૭ નો અવયવી કે નિશેષ ભાજ્ય કહેવાય છે. ( અવયવી=અવયવ+ઈ–વાળો=અવયવવાળો=જેના અવયવ પડી શકે તે સંખ્યા ) ૩, ૬, ૯, ૧૨, ૧૫...એ ૩ ના અવયવી છે.

**અવયવી શોધવાની રીત**—જેના અવયવી શોધવા હોય તેને અનુક્રમે ૧, ૨, ૩, ૪, ૫......વડે ગુણતાં જવું.

(૧) નીચેની સંખ્યાઓના અનુક્રમે પાંચ પાંચ અવયવી બોલો.
૪, ૧૧, ૧૩, ૧૫, અને ૨૫

(૨) ૭ ના, ૨૦ અને ૩૦ વચ્ચેના અવયવી બોલો.

(૩) ૯૦૦ અને ૧૦૦૦ વચ્ચેની કઈ રકમો, ૭૧ ના નિઃશેષ ભાજ્ય થાય ?

(૪) ૫૦૦ અને ૭૦૦ વચ્ચેની કઈ કઈ સંખ્યાઓનો અવયવ, ૮૦ થાય ?

### પગથીઉં બીજું–( સાધારણ અવયવી )

૩ ના અવયવી ૩, ૬, ૯, ૧૨, ૧૫, ૧૮, ૨૧, ૨૪, ૨૭...થશે.
૪ ના અવયવી ૪, ૮, ૧૨, ૧૬, ૨૦, ૨૪, ૨૮...થશે.

આ અવયવીને તપાસતાં ૧૨ અને ૨૪ બંનેમાં માલમ પડે છે. આવા, બે કે વધારે સંખ્યાના અવયવી, તે તેના સાધારણ અવયવી કહેવાય.

**રીત**--બધીના અવયવી લખવા. તેમાંથી સા૦ અવયવી જુદા કાઢવા.

**ટીપ**–સાધારણ અવયવી વધારે જોઇતા હોય તો શોધેલા સા૦ અવયવીને અનુક્રમે ૧, ૨, ૩, ૪...વડે ગુણવા. આવેલા ગુણાકારો સા૦ અવયવી થશે. ઉપરના હિસાબમાં ૧૨, ૨૪. ૩૬, ૪૮, ૬૦...એ ૩ અને ૪ ના સા૦ અવયવી છે.

(૫) નીચેની રકમોના અનુક્રમે ચચ્ચાર સાધારણ અવયવી લખો.

૨ અને ૩ ૪ અને ૬ ૬ અને ૮
૫, ૧૦ અને ૧૨ ૪, ૮ અને ૧૨

(૬) ૯ અને ૧૫ ના, ૩૦૦ અને ૪૦૦ વચ્ચેના સા૦ અવયવી લખો.

(૭) ૨૦, ૩૦ અને ૪૦ નો, કયો સા૦ અવયવી, ૧૬૪૦ અને ૧૭૦૦ વચ્ચેનો છે ?

### પગથીઉં ત્રીજું–( લઘુતમ સા૦ અવયવી )

૪ અને ૬ ના સા૦ અવયવી ૧૨, ૨૪, ૩૬, ૪૮ વગેરે થાય. આમાં ૧૨, સૌથી નાનામાં નાનો છે. તેને લઘુતમ સા૦ અવયવી ( લઘુતમ=લઘુ–નાનો + તમ–શ્રેષ્ટતાદર્શક પ્રત્યય = નાનામાં નાનો ) કે લઘુતમ સા૦ નિઃશેષ ભાજ્ય કહે છે.

**લઘુતમ સા૦ અવયવી શોધવાની રીત–(૧) અવયવી લખીને**—પ્રથમ દરેકના અવયવી લખવા. તેમાંથી નાનામાં નાનો સા૦ અવયવી શોધી કાઢવો. તે લ૦ સા૦ અવયવી.

**(૨) અવયવ પાડીને**—પ્રથમ દરેકના અવિભાજ્ય અવયવો પાડવા. (૪ અને ૬ ના પાડ્યા.) પછી નીચેની રકમોના જે અવયવ ઉપરની રકમોના અવયવમાં સમાઈ જતા હોય તે કાપી નાખવા. (૬ નો અવયવ ૨ કાપી નાખ્યો.) પછી કપાયા સિવાયના અવયવોનો ગુણાકાર કરવો. (૨, ૨ અને ૩ નો કર્યો.) ગુણાકાર તે લ૦ સા૦ અવયવી.

૪ ના અવયવ = ૨ × ૨
૬ ના ,, = ૨ × ૩
૨ × ૨ × ૩ = ૧૨
૧૨ લ૦ સા૦ અવયવી.

ઉ૦ ૧૨, ૧૫ અને ૨૦ નો લ૦ સા૦ અવયવી.

૧૨ ના અવયવ = ૨ × ૨ × ૩
૧૫ ,, = ૩ × ૫
૨૦ ,, = ૨ × ૨ × ૫

કપાયા સિવાયના અવયવોનો ગુણાકાર કર્યો તો
૨×૨×૩ × ૫ = ૬૦ જવાબ

ઉ૦ ૧૨, ૧૮, ૩૦ ને ૪૫ નો લ૦ સા૦ અવયવી.

૧૨ ના અવયવ = ૨ × ૨ × ૩
૧૮ ,, = ૨ × ૩ × ૩
૩૦ ,, = ૨ × ૩ × ૫
૪૫ ,, = ૩ × ૩ × ૫

૨ × ૨ × ૩ × ૩ × ૫ = ૧૮૦ લ૦ સા૦ અવયવી.

**નીચેની રકમોના લ૦ સા૦ અવયવી અવયવ પાડીને શોધો.**

(૮) ૧૫ અને ૨૫
(૯) ૨૦ અને ૨૪
(૧૦) ૪, ૬ અને ૯
(૧૧) ૨૦, ૩૦ અને ૫૦
(૧૨) ૩૦, ૪૫, ૫૦ અને ૭૫
(૧૩) ૧૨, ૧૪, ૧૫, ૧૮ અને ૨૧
(૧૪) એવી નાનામાં નાની સંખ્યા શોધી કાઢો કે જે ૮, ૧૨ અને ૨૦ નો નિઃશેષ ભાજ્ય થાય.
(૧૫) ઓછામાં ઓછી કેટલી કેરીનો ઢગલો હોય કે જેમાંથી નેવુંનેવું કે સોસો કેરીના ટોપલા ભરીએ તો છેવટે કંઈ ન વધે?

**પગથીઉં ચોથું—( લ૦ સા૦ અવયવી શોધવાની ટુંકી રીત )**

અવયવ પાડીને ૧૨ અને ૨૦ નો લ૦ સા૦ અવયવી શોધતાં ૬૦ આવશે. એ જવાબ બાજુ પરની રીતે પણ કાઢી શકાય છે. પ્રથમ ૧૨ અને ૨૦ લખ્યા. પછી બંનેને સામાન્ય અવિભાજ્ય અવયવ ૨ વડે ભાગ્યા. ૬ અને ૧૦ આવ્યા. પછી બીજા સા૦ અવિભાજ્ય અવયવ ૨ વડે ભાગ્યા. ૩ અને ૫ આવ્યા. હવે સા૦ અવયવ નથી, તેથી ભાગવાનું બંધ કર્યું, પછી સામાન્ય અવયવ ૨ અને ૨, તથા વધેલા અવયવ ૩ અને ૫, એ બધાનો ગુણાકાર કર્યો. આવેલો ગુણાકાર ૬૦, તે લ૦ સા૦ અવયવી.

૨ | ૧૨ , ૨૦
૨ | ૬ , ૧૦
  | ૩ , ૫

૨ × ૨ × ૩ × ૫ = ૬૦ લ૦ સા૦ અવયવી.

ઉ૦ ૪, ૬, ૮, ૧૦, ૧૨ અને ૧૫ નો લ૦ સા૦ અવયવી શો?

૨ | ~~૪~~ , ~~૬~~ , ૮ , ૧૦ , ૧૨ , ૧૫
૨ | ૪ , ~~૫~~ , ૬ , ૧૫
  | ૨ , ~~૩~~ , ૧૫

૨ × ૨ × ૨ × ૧૫=૧૨૦ જ.

પ્રથમ ૪ અને ૬, જે ૧૨ માં સમાઈ જાય છે તેને કાપી નાખ્યા. પછી સામાન્ય અવિભાજ્ય અવયવ ૨ વડે ભાગ્યા. વળી ૧૫ માં સમાઈ જતો ૫ કાપી નાખ્યો અને ફરીને ૨ વડે ભાગ્યા. પછી ૧૫ માં સમાઈ જતો ૩ કાપી નાખતાં વધેલા ૨ અને ૧૫ પરસ્પર અવિભાજ્ય* છે, એટલે ભાગવાનું બંધ કરી ગુણાકાર કર્યો.

**રીત**—આપેલી સંખ્યાઓમાંની જે સંખ્યાઓ બીજી સંખ્યામાં સમાઈ જતી હોય એટલે કે તેનો અવયવ હોય, તેને કાપી નાખવી. પછી બાકી રહેલી સંખ્યા પૈકીની કોઈ પણ બે કે તેથી વધારે સંખ્યાનો જે સામાન્ય અવિભાજ્ય અવયવ હોય તે વડે×

---

* જેનો સામાન્ય અવયવ ૧ સિવાય બીજી સંખ્યા ન હોય.

× નીચેને પ્રસંગે ભાજ્ય અવયવે પણ ભાગી શકાય.

૧. જો ભાજ્ય અવયવ, આપેલી બધી સંખ્યાનો સામાન્ય અવયવ હોય તો–જેમકે ૨૦૦, ૫૦૦, અને ૬૦૦ ને ૨, ૨, ૫, અને ૫ ને બદલે એક-સામટા ૧૦૦ વડે ભાગી શકાય.

જેને જેને નિઃશેષ ભગાય તેને ભાગવી, ને ભાગાકાર નીચે નોંધવા. જેને ન ભગાય તેને એમનેએમ નોંધવી. એ નોંધેલી સંખ્યાઓનું પણ ઉપર પ્રમાણે જ છેવટ અરસ્પરસ અવિભાજ્ય સંખ્યાઓ રહે ત્યાંસુધી કરવું. પછી સામાન્ય અવયવો અને વધેલી સંખ્યાઓનો ગુણાકાર કરવો. ગુણાકાર તે લ૦ સા૦ અવયવી.

**ટીપ**—૧. જો બધી રકમો અરસ્પરસ અવિભાજ્ય હોય, તો તેમનો ગુણાકાર તે લ૦ સા૦ અવયવી થાય.

૨. જો આપેલી રકમો પૈકી કોઈ પણ એકમાં બીજી બધી સમાઈ જતી હોય, તો તે રકમ જ લ૦ સા૦ અવયવી થાય.

**નીચેની રકમોનો લ૦ સા૦ અવયવી શોધો.**

(૧૬) ૧૫, ૪૫ અને ૭૫ (૧૭) ૨૪, ૩૦, ૮૦ અને ૯૬

(૧૮) ૧૨૫, ૨૪૦ અને ૭૫૦ (૧૯) ૧૧૨, ૧૯૨ અને ૨૬૮૮

(૨૦) ૨૧, ૩૦ અને ૪૫ જેના નિઃશેષ ભાજક થાય એવી નાનામાં નાની રકમ શોધી કાઢો.

**( ઉચ્ચ કોટિના વિદ્યાર્થીઓ માટે )***

**પગથીઉં પાંચમું—( વિવિધ અને આણુપાણુનાદશ્યવાળા )**

ઉ૦ ૪ રૂ. ૮ આ., ૫ રૂ. ૪ આ. અને ૭ રૂ. ૮ આ. નો લ૦ સા૦ અવયવી શો ? ત્રણેના આના કરતાં ૭૨, ૮૪ અને ૧૨૦ થાય. તેનો લ૦ સા૦ અવયવી શોધતાં ૨૫૨૦ આના = ૧૫૭ રૂ. ૮ આ. આવે.

(૨૧) ૨ રૂ. ૪ આ., ૩ રૂ. ૬ આ. અને ૪ રૂ. ૮ આ. નો લ૦ સા૦ અવયવી શો ?

---

૨. જો ભાજ્ય અવયવનો કોઈ અવયવ, નહિ ભગાતી સંખ્યાનો અવયવ ન હોય તો—જેમકે ૧૦૦, ૧૫૦ અને ૯૧ માં ૨, ૫, અને ૫ ને બદલે એક સામટા ૫૦ વડે ભાગ ચલાવી શકાય; કેમકે ૫૦ નો કોઈ અવયવ ૯૧ માં નથી; પણ ૧૦૦, ૧૫૦ અને ૯૨ માં ૫૦ વડે ચલાવી ન શકાય; કેમકે ૫૦ નો અવયવ ૨ તે ૯૨ માં પણ છે.

* આ ભાગ ચલાવવાની ફરજ નથી.

(૨૨) ૧ મ. ૮ શે., ૨ મ. ૪ શે. અને ૩ મ. નો લ૦ સા૦ નિઃશેષ ભાજ્ય શોધી કાઢો.

(૨૩) રૂ. ૪ાા≈, રૂ. ૬ા અને રૂ. ૭ાા– નો લ૦ સા૦ અવયવી શો ?

**પગથીઉં છઠ્ઠું—( શેષ વધે તેવા સાધારણ ભાજ્ય )**

૨૪, એ ૪, ૬ અને ૮ નો સા૦ નિઃશેષ ભાજ્ય છે; પણ ૨૫, એ ત્રણેનો ૧ શેષ વધે તેવો; ૨૬, ૨ શેષ વધે તેવો અને ૨૭, ૩ શેષ વધે તેવો સા૦ ભાજ્ય છે.

ઉ૦ ૧૦, ૧૨ અને ૧૫ નો એવો નાનામાં નાનો સા૦ ભાજ્ય શોધો કે એ દરેકે તેને ભાગતાં ૭ શેષ વધે.

પ્રથમ તેમનો લ૦ સા૦ નિઃશેષ ભાજ્ય શોધતાં ૬૦ આવ્યો. તેમાં ૭ શેષ ઉમેર્યાં એટલે ૬૭ થયા. તે માગેલો જવાબ.

**રીત**—આપેલી રકમોનો લ૦ સા૦ અવયવી શોધીને તેમાં શેષની રકમ ઉમેરવી. સરવાળો તે માગેલો જવાબ.

***ટીપ***—૧. જ્યારે એવી વધારે રકમો માગી હોય ત્યારે લ૦ સા૦ અવયવી શોધ્યા પછી તે પરથી બીજા સામાન્ય અવયવી શોધવા અને તે બધામાં શેષની રકમ ઉમેરવી.

૨. કોઈ વાર એવું આપવામાં આવે છે કે અમુકે ભાગતાં શેષ વધે પણ અમુકે ભાગતાં ન વધે. આવે વખતે જેણે જેણે ભાગતાં શેષ વધતો હોય તેટલીનો લ૦ સા૦ અવયવી શોધવો. અને તેમાં શેષ ઉમેરવો. ઉમેર્યા પછી બનેલી રકમને જેનાથી શેષ ન વધતા હોય તે રકમે ભાગી જોવું. જો નિઃશેષ ન ભગાય તો લ૦ સા૦ અવયવી પરથી બીજા સા૦ અવયવી શોધવા અને તેમાં શેષ ઉમેરી ભાગી જોવું. એમાંની જે રકમને નિઃશેષ ભગાય તે માગેલો જવાબ.

ઉ૦ એવી નાનામાં નાની સંખ્યા શોધી કાઢો કે જેને ૪,૬ અને ૧૬ વડે ભાગતાં ૧ શેષ વધે; પણ ૫ વડે ભાગતાં કંઈ ન વધે.

નિયમ પ્રમાણે ૪, ૬ અને ૧૬ નો લ૦ સા૦ અ૦ શોધતાં ૪૮ થાય. તેમાં ૧ ઉમેરતાં બનતા ૪૯ ને ૫ વડે નિઃશેષ ભગાતા નથી; એટલે ૪૮ ને ૨ વડે ગુણી ૧ ઉમેર્યો તો ૯૭ થયા. તેને પણ ૫ વડે નિઃશેષ ભગાતા નથી, માટે બીજો શોધવો. પછીનો ૧૪૪ થાય તેમાં ૧ ઉમેરતાં ૧૪૫ થાય. તેને ૫ વડે નિઃશેષ ભગાય છે; માટે ૧૪૫ માગેલો જવાબ.

(૨૪) એવી નાનામાં નાની સંખ્યા શોધી કાઢો કે જેને ૪૦, ૫૦ અને ૬૦ વડે ભાગતાં દરેક વખત ૭ શેષ વધે.

(૨૫) ૨૦૦ અને ૨૫૦ વચ્ચે એવી કઈ સંખ્યા છે કે જેને ૩,૪ અને ૫ વડે ભાગતાં ૧ શેષ વધે ?

(૨૬) એવી નાનામાં નાની ચાર સંખ્યા શોધી કાઢો કે જેમને ૧૨, ૧૫ અને ૨૦ વડે ભાગતાં ૧૧ શેષ વધે.

(૨૭) એવી નાનામાં નાની કઈ સંખ્યા છે કે જેને ૪, ૬ અને ૯ વડે ભાગતાં ૩ શેષ વધે; પણ ૫ વડે ભાગતાં કંઈ ન વધે ?

**પગથીઉં ૭ મું—( જુદા શેષ વધે તેવા )**

ઉ૦ એવી નાનામાં નાની સંખ્યા કઈ છે કે જેને ૬ અને ૮ વડે ભાગતાં અનુક્રમે ૫ અને ૭ વધે ? સહેજ પ્રયત્ન કરી જોવાથી માલમ પડશે કે એવી સંખ્યા ૨૩ છે. ૨૩, ૬ અને ૮ ના લ૦ સા૦ અવયવી ૨૪ થી ૧ જેટલો ઓછો છે. આનું કારણ સ્પષ્ટ છે. શેષ જુદા જુદા દેખાય છે પણ બારીક રીતે જોતાં તેમાં મળતાપણું છે. બંને શેષ, તેના ભાજક કરતાં ૧ જેટલા ઓછા છે. ( ૫ તે ૬ થી અને ૭ તે ૮ થી ). આથી જવાબ ૨૪−૧ = ૨૩ આવ્યો.

**રીત**—પ્રથમ આપેલી રકમોનો લ૦ સા૦ અવયવી શોધી કાઢવો. પછી જુદા જુદા શેષ, તેના ભાજકોથી જેટલા ઓછા હોય તે આંકડો લ૦ સા૦ અવયવીમાંથી બાદ કરવો. બાદબાકી તે માગેલો જવાબ.

(૨૮) એવી નાનામાં નાની કઈ સંખ્યા છે કે જેને ૮ અને ૧૦ વડે ભાગતાં અનુક્રમે ૪ અને ૬ શેષ વધે ?

(૨૯) ઓછામાં ઓછું કેટલા મણ અનાજ હોય કે જેમાંથી ત્રણ-ત્રણ, ચચ્ચાર, પાંચપાંચ અને છછ મણના કોથળા ભરતાં દરેક વખતે અનુક્રમે ૧, ૨, ૩ અને ૪ મણ અનાજ વધે ?

(૩૦) ઓછામાં ઓછું કેટલા વાર કપડું હોય કે જેમાંથી ૧૦ વાર, ૧૫ વાર કે ૨૫ વારના કકડા કરતાં દરેક વખતે છેલ્લો કકડો ૧ વાર જેટલો ઓછો હોય ?

(૩૧) ૨૦, ૨૫, ૩૦ અને ૪૦ વડે ભાગતાં શેષ અનુક્રમે ૧૩, ૧૮, ૨૩ અને ૩૩ વધે એવી, ૨૦૦૦ અને ૪૦૦૦ વચ્ચેની કઈ કઈ સંખ્યાઓ છે ?

**પગથીઉં ૮ મું—( ગુ૦ સા૦ અવયવની મદદથી લ૦ સા૦ અવયવી શોધવાના )**

કોઈ વાર એવી બે રકમોનો લ૦ સા૦ અવયવી માગવામાં આવે છે કે જે અરસ્પરસ અવિભાજ્ય છે કે કેમ તેની ખાતરી ન થાય. તે ઉપરાંત તેમાં કયો સામાન્ય અવયવ છે તે સહેજ પ્રયત્ને માલમ પણ ન પડે. આવે વખતે પ્રથમ તેનો ગુ૦ સા૦ અવયવ શોધી કાઢવો. પછી બંને રકમોના ગુણાકારને ગુ૦ સા૦ અવયવે ભાગવા. ભાગાકાર આવે તે લ૦ સા૦ અવયવી.

ઉ૦ ૨૮૮૧ અને ૪૭૫૭ નો લ૦ સા૦ અવયવી શોધો. આ બેનો સામાન્ય અવયવ સહેજ પ્રયત્ન કરવાથી મળતો નથી; માટે પ્રથમ તેનો ગુ૦ સા૦ અવયવ શોધ્યો. ૬૭ આવ્યો. પછી ૨૮૮૧ ને ૪૭૫૭ થી ગુણી ૬૭ વડે ભાગતાં ૨૦૪૫૫૧ આવ્યા, તે જવાબ.

---

***ટીપ***—બે રકમોના લ૦ સા૦ અવયવી અને ગુ૦ સા૦ અવયવનો ગુણાકાર, તે બે રકમોના ગુણાકાર બરાબર છે.

(૩૨) ૫૫૧ અને ૮૪૧ નો લ૦ સા૦ અવયવી શો ?

(૩૩) ૧૭૬૩ અને ૧૯૨૭ નો લ૦ સા૦ નિઃશેષ ભાજ્ય શો ?

(૩૪) બે સંખ્યાનો ગુણાકાર ૮૫૬૨૧૯ છે, અને તે જ બે સંખ્યાનો દૃઢભાજક ૯૭ છે; તો તે જ બે સંખ્યાનો લ૦ સા૦ અવયવી શો ?

**પગથીઉં ૯ મું—(બે સંખ્યાના લ૦ સા૦ અવયવી અને ગુણાકાર પરથી ગુ૦ સા૦ અવયવ શોધવાના)**

ઉપર જોયું કે ગુણાકારને ગુ૦ સા૦ અવયવે ભાગવાથી લ૦ સા૦ અવયવી આવે છે; તો ગુણાકારને લ૦ સા૦ અવયવીએ ભાગવાથી ગુ૦ સા૦ અવયવ આવે એ સ્પષ્ટ છે.

ઉ૦ બે સંખ્યાનો ગુણાકાર ૨૬૨૫ અને લ૦ સા૦ અવયવી ૫૨૫ છે, તો તેનો ગુ૦ સા૦ અવયવ શો ?

ગુણાકાર ÷ લ૦ સા૦ અવયવી = ગુ૦ સા૦ અવયવ.

૨૬૨૫ ÷ ૫૨૫ = ૫ ગુ૦ સા૦ અવયવ.

| | ગુણાકાર | લ૦ સા૦ અવયવી | ગુ૦ સા૦ અવયવ |
|---|---|---|---|
| (૩૫) | ૪૦૪૨૫ | ૧૧૫૫ | ? |
| (૩૬) | ૬૪૫૧૨ | ૨૦૧૬ | ? |
| (૩૭) | ૧૪૭૦ | ૨૧૦ | ? |

**પગથીઉં ૧૦ મું—( લ૦ સા૦ અવયવી, ગુ૦ સા૦ અવયવ અને એક સંખ્યા પરથી બીજી સંખ્યા શોધવાના )**

ઉપર જોયું કે લ૦ સા૦ અવયવી × ગુ૦ સા૦ અવયવ = બે સંખ્યાનો ગુણાકાર છે, અને ગુણાકારને એક રકમે ભાગવાથી બીજી રકમ આવે એ ખુલ્લું છે; તેથી લ૦ સા૦ અવયવી અને ગુ૦ સા૦ અવયવના ગુણાકારને પણ એક રકમે ભાગવાથી બીજી રકમ આવે.

| | લ૦સા૦અ૦ | ગુ૦સા૦અ૦ | એક રકમ. | બીજી રકમ. |
|---|---|---|---|---|
| (૩૮) | ૧૪૪ | ૨૪ | ૪૮ | ? |
| (૩૯) | ૮૬૪ | ૩૬ | ? | ૨૮૮ |
| (૪૦) | ૧૮૭૫ | ૧૨૫ | ૬૨૫ | ? |

*( જિજ્ઞાસુ માટે )

# પ્રકરણ છઠ્ઠું– અવયવ વડે ગુણવા–ભાગવા.

## પગથીઉં પહેલું—( ગુણવાના )

ઉ૦ ૫૪૭ ને ૫૫ વડે ગુણો. ( અવયવ પાડીને ગુણવા )

| | |
|---|---|
| ૫૪૭<br>×૧૧<br>૬૦૧૭ આ ૧૧ ગણા<br>×૫<br>૩૦૦૮૫ આ ૫૫ ગણા | ૫૫ = ૧૧ × ૫. પ્રથમ ૫૫ ના અવયવ પાડયા તો ૧૧ ને ૫ આવ્યા. પછી ૫૪૭ ના અગિઆર ગણા કરી જે આવ્યા તેના પાંચ ગણા કર્યા. ૫૫ વડે બારોબાર ગુણતાં પણ આ જવાબ આવે. |

**રીત**—જેણે ગુણવાના હોય તેના અવયવ પાડવા. પછી પ્રથમ એક અવયવે ગુણવા. જે આવે તેને બીજા અવયવે ગુણવા. એમ જેટલા અવયવ હોય તેટલાએ કરવું. જે છેલ્લો ગુણાકાર તે જવાબ.

**નીચેના ગુણાકાર અવયવ પાડીને કરો.**

(૧) ૮૦૯ × ૩૫ (૪) ૯ શે. ૪ અ. × ૬૩
(૨) ૪૨૪૭ × ૬૩ (૫) ૧૮ રૂ. ૭ આ. ૯ પા. × ૪૨
(૩) ૯૦૫૭ × ૯૧ (૬) ૧૫ ખાં. ૩ મ. ૧૩ શે. × ૪૦૦

## પગથીઉં બીજું—( ભાગવાના-શેષ ન વધે. )

ઉ૦ ૨૪૮૨૫ ÷ ૭૫ ( અવયવ પાડીને ભાગવા. )

૩ | ૨૪૮૨૫ ૭૫ = ૩ × ૫ × ૫
૫ | ૮૨૭૫ પ્રથમ ૭૫ ના અવયવ પાડયા. ૩, ૫ ને ૫
૫ | ૧૬૫૫ આવ્યા. પ્રથમ ત્રણે, પછી પાંચે ને ત્યારપછી પાંચે ભાગ્યા.
| ૩૩૧ છેલ્લો ભાગાકાર ૩૩૧ તે જવાબ.

**રીત**—જેણે ભાગવાના હોય તેના અવયવ પાડવા. પછી એક અવયવે ભાગવા. જે આવે તેને બીજા અવયવે ભાગવા. એમ જેટલા અવયવ હોય તેટલાએ કરવું. જે છેલ્લો ભાગાકાર તે જવાબ.

**નીચેના ભાગાકાર અવયવ પાડીને કરો.**

(૭) ૨૫૫૭૮ ÷ ૪૨ (૧૦) ૨૦૩ રૂ. ૭ આ. ÷ ૩૫
(૮) ૬૩૪૪૧ ÷ ૬૩ (૧૧) ૬૫૬ ખાં. ૧૨ મ. ÷ ૪૯
(૯) ૪૨૦૦૦ ÷ ૭૫ (૧૨) ૮૮૩ તો. ૨ રતી ÷ ૯૮

* આ ભાગ ચલાવવાની ફરજ નથી.

## પગથીઉં ત્રીજું—( ભાગવાના-શેષ વધે. )

ઉ૦ ૫૪૯૨૭ ÷ ૪૨ ૪૨ = ૨ × ૩ × ૭

```
૨ |૫૪૯૨૭
  |———————
૩ |૨૭૪૬૩–૧
  |———————
૭ |૯૧૫૪–૧ તે ૨ નું જૂથ = ૨
  |———————
   ૧૩૦૭–૫ તે ૨×૩ નાં જૂથ =૩૦
 જવાબ ૧૩૦૭, શેષ ૧+૨+૩૦=૩૩
```

પ્રથમ ૨ વડે ભાગ્યા. ૧ શેષ વધ્યો. પછી જે આવ્યા તેને ૩ વડે ભાગ્યા ત્યારે ૧ શેષ વધ્યો, તે બેએ ભાગવાથી આવેલા ભાગાકારનો શેષ છે એટલે બાજુ પર લખ્યું કે ૨નું જૂથ. પછી ૭ વડે ભાગ્યા. તે વખતે ૫ વધ્યા. તે ૨×૩ ના ભાગાકારનું જૂથ છે, માટે બાજુ પર ૨×૩ નાં જૂથ એમ લખ્યું. પછી જેનાં જેનાં જૂથ તેણે તેણે ગુણી બધા શેષનો સરવાળો કર્યો.

**રીત**—શેષ વધે ત્યારે, પ્રથમ સિવાયના ભાગાકારોમાં બાજુ પર જેનાં જૂથ હોય તે જૂથનું નામ લખવું. તેને તે જૂથે ગુણવા. એ ગુણાકાર તે શેષ. બધા શેષનો સરવાળો તે એકંદર શેષ.

**ટીપ**—જે ભાજકે ભાગતા હોઇએ તેનો શેષ તે, તેના અગાઉના બધા ભાજકના ગુણાકારનું જૂથ કહેવાય.

(૧૩) ૪૫૬૭ ÷ ૭૭

(૧૪) ૨૮૫૭ ÷ ૧૦૫

(૧૫) ૩૫૬૦૯ ÷ ૧૩૦

(૧૬) ૨૦૦ રૂ. ૧૩ આ. ÷ ૬૦

(૧૭) ૯૨૫ ગ. ૧૭ ત. ÷ ૭૬

(૧૮) ૮૫૬ વા. ૧ ઇં. ÷ ૧૫૩

(૧૯) ૮૫ મજુર વચ્ચે ૨૦૮ રૂ. ૧૪ આ. ૯ પાઈ વહેંચી આપતાં દરેકને શું મળે ને શું વધે ?

(૨૦) ૭૮૨૩ કેરીના ૯૫ સરખા ભાગ કરતાં દરેક ભાગમાં કેટલી આવે ને કેટલી વધે ?

---

**તાળો મેળવવાની રીત**—જો ખાતરી કરવી હોય તો અવયવ પાડીને ગુણ્યા–ભાગ્યા પછી અવયવ પાડયા વગર ગુણી–ભાગી જોવા. એ જ જવાબ આવે તો હિસાબ ખરો સમજવો.

# પ્રકરણ ૭ મું– સામાન્ય અપૂર્ણાંક*

## પગથીઉં પહેલું–( વસ્તુના ભાગ લખી બતાવવા. )

પહેલા ભાગમાં આવી ગયું કે વસ્તુના ભાગ દર્શાવવા જે અંકો વપરાય છે તે અપૂર્ણાંક કહેવાય છે. કોઈ વસ્તુના ચોથા, સોળમા કે ચોસઠમા ભાગ કેવી રીતે દર્શાવવા તે ત્યાં બતાવ્યું છે. એવા અપૂર્ણાંક આણપાણના અપૂર્ણાંક કહેવાય છે. પણ કોઈ વાર ત્રીજો, પાંચમો, નવમો, એવા ભાગ દર્શાવવાના હોય છે. આવા ગમે તે ભાગ દર્શાવવાની યોજના છે, તે સામાન્ય અપૂર્ણાંક કહેવાય છે.



| | | |
|---|---|---|
| આણપાણમાં —ા | દર્શાવાય નહિ.............. | |
| સામાન્યમાં— ૧/૪ | ૧/૩ | ૫/૬ |

**રીત**—એક વસ્તુના અમુક સરખા ભાગ કરીને તેવા જેટલા ભાગ લીધા હોય તે આંકડો લખવો. પછી તેની નીચે લીટી દોરી જેટલા ભાગ કર્યા હોય તે આંકડો લખવો.× જો સાથે આખી વસ્તુ ( પૂર્ણાંક ) હોય તો તેનો આંકડો ડાબી તરફ મધ્યમાં લખવો.

### સામાન્ય અપુર્ણાંકમાં દર્શાવો.

(૧) એક વસ્તુનો ચોથો, નવમો, સોળમો અને વીસમો ભાગ.

(૨) એક વસ્તુના ૩ આઠમા, ૭ નવમા અને ૫ ચોથા ભાગ.

(૩) ૭ આખી વસ્તુ સાથે ૯ સોળમા ભાગ.

(૪) [ × ] + [ × | × | ] ચોકડીવાળા ભાગ.

---

* કોઈ વ્યાવહારિક અપૂર્ણાંક પણ કહે છે.

× લીટી એ ભાગ્યાના ચિહ્નનું ટુંકું રૂપ છે.

(૫) એક તરબુચ છે. તેની ૯ સરખી ચીરો કરીને તેમાંની ૪ મનુને આપી, તો મનુને કેટલું તરબુચ મળ્યું ?

**પગથીઉં બીજું–( અપૂર્ણાંક પરથી વસ્તુના ભાગ બોલવા. )**

$$\frac{૨}{૫} = \frac{૧}{૫} + \frac{૧}{૫}$$

ઉપરના ભાગ તરફ નજર કરીએ તો ડાબી તરફના ચિત્રમાં એક વસ્તુના પાંચ સરખા ભાગ કરી ૨ લીધા છે અને જમણી તરફ ૨ વસ્તુ લઈ દરેકનો પાંચમો ભાગ લીધો છે. આમાં કશો ફેર નથી તેથી $\frac{૨}{૫}$ બે રીતે બોલાય. ૧. એક વસ્તુના ૫ સરખા ભાગ કરી તેવા ૨ લીધા. ૨. બે વસ્તુનો પાંચમો ભાગ.

( ૬ ) $\frac{૧}{૩}$, $\frac{૧}{૯}$, $\frac{૧૫}{૭}$ અને ૨$\frac{૧}{૩}$ નો અર્થ શો ? ( પહેલી રીતે )

( ૭ ) $\frac{૨}{૫}$, $\frac{૧૩}{૭}$, $\frac{૫}{૧૨}$ અને ૩$\frac{૩}{૪}$ નો અર્થ શો ? ( બીજી રીતે )

( ૮ ) જુદા જુદા કાગળમાંથી $\frac{૧}{૨}$, $\frac{૩}{૮}$ અને $\frac{૫}{૬}$ કાપી આપો.

( ૯ ) $\frac{૨}{૩}$ દર્શાવાય તેવી આકૃતિ દોરો.

**પગથીઉં ત્રીજું–( સામાન્ય અપૂર્ણાંકના આંકડાનાં નામ )**

સામાન્ય અપૂર્ણાંક બે સંખ્યાથી બતાવવામાં આવે છે. તેમાંની એક, લીટીની ઉપર અને બીજી, લીટીની નીચે લખાય છે. ઉપરનીને **અંશ** અને નીચેનીને **છેદ** કહે છે. $\frac{૫}{૭}$ માં ૫ અંશ અને ૭ છેદ કહેવાય. અંશ અને છેદનો શબ્દાર્થ, ભાગ છે.

(૧૦) $\frac{૨}{૩}$, $\frac{૫}{૯}$, $\frac{૭૧}{૧૬}$, $\frac{૬૧}{૨૦}$ અને ૩$\frac{૯૯}{૧૬}$ ના અંશ બોલો.

(૧૧) $\frac{૭}{૧૬}$, $\frac{૮}{૧૫}$, $\frac{૧૯}{૧૭}$, $\frac{૨૮}{૧૫}$ અને ૨$\frac{૭}{૧૨}$ ના છેદ બોલો.

(૧૨) $\frac{૧}{૨}$, $\frac{૯}{૫}$, $\frac{૮}{૨૧}$, ને $\frac{૩}{૪}$ માં ૨, ૯, ૮ અને ૪ શું છે ?

(૧૩) નીચેની સ્થિતિના અપૂર્ણાંકો લખો.

**અંશ ૯ અને છેદ ૧૭; છેદ ૮ અને અંશ ૧૫;**
**પૂર્ણાંક ૪, અંશ ૮ અને છેદ ૧૩**

## પગથીઉં ચોથું—( અપૂર્ણાંકનું વાચન )

$\frac{૭}{૧૩}$ નો અર્થ બે રીતે બોલાય. પહેલી રીતે એક વસ્તુના ૧૩ સરખા ભાગ કરી તેમાંથી ૭ લીધા. બીજી રીતે ૭ વસ્તુનો ૧૩ મો ભાગ. આ બીજી રીતને ટુંકામાં બોલવાની યોજના છે. તે પ્રમાણે **સાત તેરાંશ** બોલાય. આમાં ૭ વસ્તુને બદલે સાત અને તેરમા ભાગને બદલે તેરાંશ બોલાય છે. તેરાંશનો અર્થ તેરમો ભાગ ( તેર + અંશ ) છે. $૨\frac{૧}{૨૩}$ તે બે પૂર્ણાંક એક ત્રેવીસાંશ બોલાય.

**રીત**—પ્રથમ અંશનો આંકડો બોલી પછી છેદના આંકડા સાથે અંશ શબ્દ લગાડવાથી થતો શબ્દ બોલવો. સાથે પૂર્ણાંક હોય તો પૂર્ણાંક પ્રથમ બોલવા.

**ટીપ**—બીજાથી નવમા સુધીના ભાગ બોલવામાં દ્વિતીય, તૃતીય, ચતુર્થ, પંચમ, ષષ્ઠ, સપ્તમ, અષ્ટમ, નવમ, એ સંસ્કૃત રૂપ વપરાય છે; તેથી છેદમાં જ્યારે ૨ થી ૯ સુધીના આંકડા હોય ત્યારે એ રૂપ વાપરવાં. જેમકે $\frac{૫}{૭}$ તે પાંચ સપ્તમાંશ અને $\frac{૧}{૨}$ તે એક દ્વિતીયાંશ.

(૧૪) વાંચો. $\frac{૯}{૧૭}$, $\frac{૫}{૮}$, $૯\frac{૧૩}{૧૫}$, $૭\frac{૧}{૨}$

(૧૫) વાંચો. $\frac{૨}{૫}$, $\frac{૩}{૭}$, $\frac{૯}{૧૯}$, $૩\frac{૭}{૧૧}$

(૧૬) આંકડાથી દર્શાવો. પાંચ બારાંશ, ત્રેવીસ પંચમાંશ, બે પૂર્ણાંક એક ચતુર્થાંશ, છ પૂર્ણાંક બાર પાસઠાંશ, સાત નવમાંશ.

(૧૭) ચોકડી કરેલી આકૃતિ વાંચો. | × | + |×|×|×| |

## પગથીઉં પાંચમું—( અપૂર્ણાંકના પ્રકાર )

નીચેના અપૂર્ણાંકોનું અવલોકન કરતાં માલમ પડે છે કે $\frac{૨}{૫}$, $\frac{૭}{૧૬}$ અને $\frac{૯}{૧૩}$ માં અંશ કરતાં છેદ વધારે છે. આ **શુદ્ધ અપૂર્ણાંક** કહેવાય. $\frac{૫}{૨}$, $\frac{૧૧}{૮}$ અને $\frac{૧૬}{૧૬}$ માં અંશ કરતાં છેદ વધારે નથી. આ

**અશુદ્ધ અપૂર્ણાંક** કહેવાય. ૧$\frac{૩}{૫}$, ૨$\frac{૭}{૮}$ અને ૪$\frac{૧}{૬}$ માં પૂર્ણાંક સાથે અપૂર્ણાંક છે. આ **મિશ્રસંખ્યા*** કહેવાય.×

**નીચેના અપૂર્ણાંકના પ્રકાર બોલો.**

(૧૮) $\frac{૭}{૯}$, $\frac{૯}{૫}$, ૧$\frac{૪}{૫}$, $\frac{૭}{૭}$

(૧૯) ૨$\frac{૧}{૩}$, $\frac{૮}{૧૧}$, $\frac{૯}{૭}$, $\frac{૧૧}{૩}$, $\frac{૫}{૧૨}$

(૨૦) ત્રણ દ્વિતીયાંશ, પાંચ સપ્તમાંશ, બે પૂર્ણાંક ત્રણ દશાંશ.

---

# પ્રકરણ ૮ મું–અપૂર્ણાંકનું રૂપાન્તર

## પગથીઉં પહેલું–(અશુદ્ધમાંથી મિશ્રસંખ્યા)

| × | × | × | + | × | × | | = | × | + | × | × | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|

$\frac{૫}{૩}$ = ૧$\frac{૨}{૩}$

ઉપરની આકૃતિઓ પરથી માલમ પડે છે કે $\frac{૫}{૩}$ અને ૧$\frac{૨}{૩}$ રૂપમાં જુદા છે પણ કીંમતમાં બરાબર છે. માટે $\frac{૫}{૩}$ માંથી ૧$\frac{૨}{૩}$ એવું રૂપ કરી શકાય. $\frac{૫}{૩}$ અશુદ્ધ અપૂર્ણાંક અને ૧$\frac{૨}{૩}$ મિશ્રસંખ્યા છે. તેથી અશુદ્ધ અપૂર્ણાંક પરથી મિશ્રસંખ્યા બની શકે.

**રીત**—અંશને છેદ વડે ભાગવા. ભાગાકાર આવે તે પૂર્ણાંક, શેષ વધે તે અંશ અને મૂળનો છેદ તે છેદ. જેમકે $\frac{૨૫}{૬}$ ને મિશ્ર-સંખ્યાનું રૂપ આપવું હોય તો ૨૫ ÷ ૬ એટલે ભાગાકાર ૪ તે પૂર્ણાંક, શેષ ૧ વધે તે અંશ અને મૂળનો છેદ ૬ તે છેદ; એટલે જવાબ ૪$\frac{૧}{૬}$

**ટીપ**—જ્યારે અંશને છેદ વડે ભાગતાં નીચે કંઈ ન વધે ત્યારે પૂર્ણાંક સાથે અપૂર્ણાંક ન આવે. આવે વખતે મિશ્રસંખ્યા ન કહેવાય, પણ માત્ર પૂર્ણાંક કહેવાય. જેમકે $\frac{૭૭}{૧૧}$ = ૭. $\frac{૯૯}{૯}$ = ૧૧.

---

* કોઈ શુદ્ધને સમ, અશુદ્ધને વિષમ અને મિશ્રસંખ્યાને ભાગાનુબંધ કહે છે.

× બીજા પ્રકાર આગળ આપ્યા છે.

### મિશ્રસંખ્યાનું રૂપ આપો.

(૧) $\frac{૧૫}{૭}$ (૨) $\frac{૪૫}{૧૩}$ (૩) $\frac{૬૧૦}{૧૯}$

(૪) $\frac{૯૨૦૦}{૯૧}$ (૫) $\frac{૭૮૦૭}{૧૧૭}$ (૬) $\frac{૬૩}{૭}$

(૭) $\frac{૮૪}{૨૧}$ (૮) $\frac{૨૩૧}{૩૩}$ (૯) $\frac{૩૦૧૦}{૪૩}$

### પગથીઉં બીજું—(* મિશ્રસંખ્યાને અશુદ્ધનું રૂપ)

ઉપર જોયું કે $\frac{૫}{૩}$ માંથી ૧$\frac{૨}{૩}$ બની શકે છે, તો ૧$\frac{૨}{૩}$ માંથી પણ $\frac{૫}{૩}$ બની શકે. એટલે કે મિશ્રસંખ્યામાંથી અશુદ્ધ અપૂર્ણાંક બને.

**રીત**—પૂર્ણાંકને છેદ વડે ગુણીને ગુણાકારમાં અંશ ઉમેરવો. સરવાળો આવે તે નવા રૂપના અંશમાં લખી, છેદમાં મૂળનો છેદ લખવો. જેમકે ૧$\frac{૨}{૩}$ = ૧ × ૩ = ૩ + ૨ = $\frac{૫}{૩}$

### અશુદ્ધ અપૂર્ણાંકનું રૂપ આપો.

(૧૦) ૨$\frac{૧}{૩}$ (૧૧) ૪$\frac{૩}{૭}$ (૧૨) ૩$\frac{૯}{૧૧}$

(૧૩) ૭૭$\frac{૫}{૧૨}$ (૧૪) ૯૮$\frac{૯૭}{૧૩૫}$ (૧૫) ૫૯$\frac{૨૦૯}{૩૨૦}$

### પગથીઉં ત્રીજું—(પૂર્ણાંકને અપૂર્ણાંકનું રૂપ)

ઉપર જોયું કે $\frac{૭૭}{૭}$ = ૧૧ થાય છે; તો ૧૧ નું $\frac{૭૭}{૭}$ એવું રૂપ બની શકે એ ખુલ્લું છે. ૧૧ ના $\frac{૨૨}{૨}$, $\frac{૩૩}{૩}$, $\frac{૪૪}{૪}$ એવાં બીજાં રૂપ પણ બની શકે. આમ હોવાથી આવે વખતે છેદમાં કે અંશમાં શું લાવવું તે કહેવું પડે. જેમકે ૭ ને એવું રૂપ આપો કે છેદમાં ૩ થાય. આવું રૂપ $\frac{૨૧}{૩}$ છે. આમાં ૭ ને ૩ વડે ગુણતાં ૨૧ આવે તે અંશમાં લખી છેદમાં ૩ લખ્યા છે.

**રીત**—જેટલો છેદ કરવો હોય તેટલાએ પૂર્ણાંકને ગુણી ગુણાકાર અંશમાં લખવો અને કરવા ધારેલો છેદ, છેદમાં લખવો. જેમકે ૯ ને એવું રૂપ આપો કે છેદમાં ૨ થાય. ૯ × ૨ = ૧૮; તેથી જવાબ $\frac{૧૮}{૨}$

---

* શુદ્ધની કીંમત ૧ કરતાં ઓછી છે. માટે તેનું રૂપાન્તર બીજા પ્રકારોમાં થઈ શકે નહિ.

(૧૬) નીચેના પૂર્ણાંકોને એવું રૂપ આપો કે છેદમાં ૯ થાય.

૧૯, ૨૫, ૧૪૭, ૧

(૧૭) નીચેના પૂર્ણાંકોને એવું રૂપ આપો કે છેદમાં ૨૫ થાય.

૨૪, ૭૧, ૧૦૦, ૧

કોઈ વાર છેદને બદલે અંશમાં અમુક આંકડા લાવવાનું કહેવામાં આવે છે. જેમકે ૫ ને એવું રૂપ આપો કે અંશમાં ૧૫ થાય. આવું રૂપ તે $\frac{૧૫}{૩}$ છે. આમાં અંશ ૧૫, તે પૂર્ણાંક ૫ થી ત્રણ ગણા છે; માટે નવા રૂપમાં ૧૫ ના છેદમાં ૩ લખવા.

**રીત**—કરવાનો અંશ, મૂળ પૂર્ણાંક કરતાં જેટલા ગણો હોય તે આંકડો, કરવાના અંશના છેદમાં લખવો.

ઉ૦ ૨૩ ને એવું રૂપ આપો કે અંશમાં ૪૮૩ થાય. આમાં ૪૮૩ તે ૨૩ થી કેટલા ગણા છે તે જાણવાને, ૪૮૩ ને ૨૩ વડે ભાગ્યા તો ૨૧ આવ્યા; તેથી અંશમાં ૪૮૩ લખી છેદમાં ૨૧ લખવા.

(૧૮) નીચેના પૂર્ણાંકોને એવું રૂપ આપો કે અંશમાં ૪૮ થાય.

૧૨, ૧૬, ૨૪, ૪૮

(૧૯) નીચેના પૂર્ણાંકોને એવું રૂપ આપો કે અંશમાં ૬૦૦ થાય.

૧૦, ૨૫, ૭૫, ૬૦૦

## પગથીઉં ચોથું—(અપૂર્ણાંકનું મહદ્ રૂપ)

$$\frac{૧}{૩} = \frac{૨}{૬} = \frac{૩}{૯}$$

ઉપરની આકૃતિઓ પરથી સમજાય છે કે $\frac{૧}{૩}$, $\frac{૨}{૬}$ અને $\frac{૩}{૯}$ કીંમતમાં સરખા પરંતુ રૂપમાં જુદા જુદા છે. બીજા અને ત્રીજાના આંકડા, પહેલાના આકડા કરતાં મોટા છે; માટે તે બંને, પહેલાનાં મોટાં રૂપ (મહદ્ રૂપ) કહેવાય. કોઈ પણ અપૂર્ણાંક પરથી આવાં મહદ્ રૂપ બનાવી શકાય. ઉપરનાં ઉદાહરણોનું અવલોકન કરતાં

માલમ પડે છે કે બીજામાં અંશ ૧ ને બદલે ૨, તો છેદ ૩ ને બદલે ૬ અને ત્રીજામાં અંશ ૧ ને બદલે ૩, તો છેદ ૩ ને બદલે ૯ છે. મતલબ કે જેટલા ગણો અંશ થાય તેટલા ગણો છેદ થાય.

**રીત**—જેટલા ગણો અંશ કરવો તેટલા ગણો છેદ કરવો, અથવા તો જેટલા ગણો છેદ કરવો તેટલા ગણો અંશ કરવો.

ઉ૦ $\frac{૩}{૫}$ ને એવું રૂપ આપો કે અંશમાં ૧૨ થાય. આમાં મૂળ રકમનો અંશ ૩ છે. નવો અંશ તેનાથી ( ૧૨ ÷ ૩ = ૪ ) ચાર ગણો કરવાનો છે. એટલે બંનેને ૪ વડે ગુણતાં $\frac{૩}{૫}=\frac{૩\times૪}{૫\times૪}=\frac{૧૨}{૨૦}$ જ.

**ટીપ**— મિશ્રસંખ્યા હોય તો પૂર્ણાંકને કાયમ રહેવા દેવા અને નવા રૂપ સાથે લખવા. ઉ૦ ૪$\frac{૩}{૫}$ ને એવું રૂપ આપો કે છેદમાં ૨૦ થાય. ૪$\frac{૩}{૫}$ = ૪$\frac{૩}{૫}\times\frac{૪}{૪}$ = ૪$\frac{૧૨}{૨૦}$ જવાબ.

(૨૦) $\frac{૩}{૫}$, $\frac{૮}{૯}$ અને $\frac{૧૨}{૧૭}$ ને એવું રૂપ આપો કે અંશમાં ૨૪ થાય.
(૨૧) $\frac{૨૦}{૧૩}$, $\frac{૨૮}{૫}$ અને ૧$\frac{૪}{૭}$ ને એવું રૂપ આપો કે અંશમાં ૧૪૦ થાય.
(૨૨) $\frac{૩}{૧૫}$, $\frac{૫}{૫}$ અને $\frac{૧૧}{૧૨}$ ને એવું રૂપ આપો કે છેદમાં ૩૦ થાય.
(૨૩) $\frac{૧૨૯}{૧૦૦}$, $\frac{૯}{૨૫}$ અને ૬$\frac{૭}{૧૬}$ ને એવું રૂપ આપો કે છેદમાં ૪૦૦ થાય.
(૨૪) $\frac{૩}{૪}=\frac{૯}{?}$; $\frac{૭}{૧૧}=\frac{?}{૮૮}$ આમાં ખાલી જગાએ શું જોઇએ ?

## પગથીઉં પાંચમું-( અતિસંક્ષેપ રૂપ )

ઉપર આપણે જોયું કે $\frac{૧}{૪}$ તે, $\frac{૩}{૧૨}$ અને $\frac{૬}{૨૪}$ ની બરાબર છે. એમાં $\frac{૩}{૧૨}$ અને $\frac{૬}{૨૪}$ એ $\frac{૧}{૪}$ નાં મહદ્ રૂપ છે. તેમ $\frac{૩}{૧૨}$ અને $\frac{૧}{૪}$ તે $\frac{૬}{૨૪}$ નાં સંક્ષેપ ( ટુંકાં ) રૂપ છે. તેમાં પણ $\frac{૧}{૪}$ ટુંકામાં ટુંકું રૂપ છે; તેથી તે અતિસંક્ષેપ ( તદ્દન ટુંકું ) રૂપ કહેવાય છે. ઉપરના પગથીઆમાં $\frac{૧}{૪}$ પરથી $\frac{૩}{૧૨}$ જેવું રૂપ થઈ શકે છે; તો $\frac{૩}{૧૨}$ પરથી $\frac{૧}{૪}$ જેવું રૂપ બને એ ખુલ્લું છે. $\frac{૩}{૧૨}$ પરથી $\frac{૧}{૪}$ બનાવવા હોય તો ઉલટી ક્રિયા કરવી પડે એટલે કે ભાગવા પડે.

**રીત**—સંક્ષેપ રૂપ કરવાને અંશ તથા છેદ બંનેને એક જ આંકડે ભાગવા. આવેલા ભાગાકારોથી બનતું અપૂર્ણાંક તે સંક્ષેપ

રૂપ. જેમ કે $\frac{૨૪}{૩૦}$ ને સંક્ષેપ રૂપ આપવું હોય તો તેના અંશ તથા છેદ બંનેને ૨, ૩ કે ૬ વડે ભાગવા. ૨ વડે ભાગતાં $\frac{૧૨}{૧૫}$, ૩ વડે ભાગતાં $\frac{૮}{૧૦}$ અને ૬ વડે ભાગતાં $\frac{૪}{૫}$ આવે. આ બધાં સંક્ષેપ રૂપ છે.

**અતિસંક્ષેપ રૂપ આપવાની રીત**—અંશ તથા છેદ અરસ્પરસ અવિભાજ્ય થાય ત્યાંસુધી બંનેને સામાન્ય અવયવે ભાગવા. ભાગાકાર નવા રૂપના અંશ અને છેદમાં લખવા.

ઉ૦ $\frac{૨૪}{૩૦}$ ને અતિસંક્ષેપ રૂપ આપો. આમાં પ્રથમ બંનેને ૨ વડે ભાગી આવેલા ભાગાકારોને ૩ વડે ભાગ્યા તો $\frac{૪}{૫}$ આવ્યા. બંનેને પ્રથમથી જમણી બાજુએ દર્શાવ્યા પ્રમાણે ૬ વડે ભાગ્યા હોત તોપણ $\frac{૪}{૫}$ જ આવત.

$\frac{૨૪}{૩૦} = \frac{૪}{૫}$ $\qquad$ $\frac{૨૪}{૩૦} = \frac{૪}{૫}$

**ટીપ**—૧. આમાં કોણે ભાગવામાં આવે છે તે આંકડા લખાતા નથી. માત્ર ભાગાકાર જ નોંધાય છે.

૨. અશુદ્ધ અપૂર્ણાંકનું સંક્ષેપ રૂપ કરતાં પ્રથમ મિશ્રસંખ્યા બનાવવાથી વધારે સરલ થાય છે.

૩. જ્યારે સામાન્ય અવયવ દશ્ય થતો ન હોય ત્યારે દૃઢભાજકની રીતે શોધવો. જેમકે $\frac{૨૦૧}{૪૬૯}$ ને અતિસંક્ષેપ રૂપ આપવું છે. આમાં ૨૦૧ અને ૪૬૯ નો દૃઢભાજક કરી સા૦ અ૦ ૬૭ શોધી કાઢવો.

**(૨૫)** $\frac{૧૬}{૧૮}$, $\frac{૨૪}{૩૩}$, $\frac{૫૬}{૩૫}$, $\frac{૭૨}{૨૭}$ અને $\frac{૧૬૮}{૨૧૦}$ ને એવું રૂપ આપો કે અંશમાં ૮ થાય.

**(૨૬)** $\frac{૧૪}{૧૦}$, $\frac{૨૪}{૧૫}$, $\frac{૨૧}{૩૫}$, $\frac{૧૫૩}{૪૫}$ અને $\frac{૯૬૦}{૪૦૦}$ ને એવું રૂપ આપો કે છેદમાં ૫ થાય.

**(૨૭)** નીચેના અપૂર્ણાંકોને અતિસંક્ષેપ રૂપ આપો.

$\frac{૪}{૧૬}$, $\frac{૧૫}{૬૫}$, $\frac{૪૦}{૩૬}$, $૩\frac{૪૫}{૬૩}$, $\frac{૯૬}{૮૦}$

$\frac{૧૨૫}{૧૫૦}$, $૨\frac{૧૬૧}{૨૦૭}$, $\frac{૮૦૩}{૧૬૭૯}$, $\frac{૧૪૮}{૯૯૯}$, $\frac{૪૧૨૫}{૬૦૦૦}$

આને અંશમાં બે પંચમાંશ, છેદમાં એક દ્વિતીયાંશ એમ બોલાય. આવા અપૂર્ણાંકો મિશ્ર અપૂર્ણાંક કહેવાય છે. સાદા અપૂર્ણાંકના અંશ અને છેદમાં પૂર્ણાંક આંકડા હોય છે; પરંતુ આમાં અંશ અને છેદ બંનેમાં, અગર તે બે પૈકી એકમાં, અપૂર્ણાંક હોય એ મુખ્ય ભેદ છે.

$\frac{\frac{૨}{૩}}{\frac{૪}{૭}}, \frac{૪}{\frac{૫}{૯}}, \frac{\frac{૫}{૯}}{૭}$ આમાંના પહેલામાં અંશ અને છેદ બંનેમાં, બીજામાં છેદમાં, અને ત્રીજામાં અંશમાં અપૂર્ણાંક છે.

**મિશ્ર અપૂર્ણાંક** — જેના અંશ યા છેદમાં કે બંનેમાં, અપૂર્ણાક હોય છે, તેવા અપૂર્ણાંકને મિશ્ર અપૂર્ણાંક કહે છે.

(૧) $\frac{૪}{૭} \div \frac{૩}{૪}$ અને $૨\frac{૨}{૩} \div ૭$ ને મિશ્ર અપૂર્ણાંકમાં લખો.

(૨) $૩ \div ૯\frac{૧}{૨}$ અને $૧\frac{૨}{૩}$ ના $\frac{૧}{૪} \div \frac{૫}{૬}$ ને મિશ્ર અપૂર્ણાંકમાં લખો.

(૩) $\frac{\frac{૪}{૫}}{૯}$; $\frac{૩}{૨\frac{૧}{૩}}$ અને $\frac{\frac{૪}{૭}}{\frac{૧}{૯}}$ ને સાદા અપૂર્ણાંકમાં લખો.

(૪) વાંચો $\frac{\frac{૩}{૭}}{૨\frac{૧}{૩}}$; $\frac{૫}{૧\frac{૩}{૮}}$; $\frac{૨\frac{૧}{૫}}{૯}$; $\frac{\frac{૩}{૫} \text{ ના } \frac{૭}{૮}}{\frac{૫}{૭}}$

## પગથીઉં બીજું

**( અંશમાં કે છેદમાં યા બંનેમાં એકેક રકમ હોય. )**

ઉ० $\frac{\frac{૨}{૫}}{\frac{૧}{૨}}$ ને સાદું રૂપ આપો. $\frac{\frac{૨}{૫}}{\frac{૧}{૨}}$ નો અર્થ $\frac{૨}{૫} \div \frac{૧}{૨}$ છે, તેથી

$\frac{૨}{૫} \times \frac{૨}{૧} = \frac{૪}{૫}$ જવાબ

**રીત**—મિશ્ર અપૂર્ણાંકનું સાદું રૂપ કરવા, અંશને છેદે ભાગવા.

**સાદું રૂપ આપો.**

(૫) $\frac{\frac{૮}{૧૧}}{\frac{૫}{૨૨}}$ (૬) $\frac{૩\frac{૧}{૩}}{૧\frac{૩}{૭}}$ (૭) $\frac{૧૫}{૩\frac{૧}{૮}}$ (૮) $\frac{\frac{૨૧}{૩૨}}{૧\frac{૫}{૧૬}}$

## પગથીઉં ત્રીજું

**( અંશ કે છેદનું યા બંનેનું પ્રથમ સાદું રૂપ કરવું પડે. )**

ઉ૦ $\dfrac{\frac{૭}{૮} \text{ ના } ૧\frac{૩}{૫}}{\frac{૪}{૫} + \frac{૨}{૧૫}}$ ને સાદું રૂપ આપો.

$= \dfrac{\frac{૭}{૫}}{\frac{૪}{૫} + \frac{૨}{૧૫}} = \dfrac{\frac{૭}{૫}}{\frac{૧૪}{૧૫}} = \frac{૭}{૫} \times \frac{૧૫}{૧૪} = \frac{૩}{૨} = ૧\frac{૧}{૨}$ જ.

આમાં અંશ તથા છેદમાં એકેક રકમ નથી માટે પ્રથમ બંનેની એકેક રકમ બનાવવી પડે. પ્રથમ અંશની એક રકમ કરતાં $\frac{૭}{૮}$ ના $\frac{૮}{૫} = \frac{૭}{૮} \times \frac{૮}{૫} = \frac{૭}{૫}$ થાય. પછી તે જ પ્રમાણે છેદની એક રકમ બનાવતાં $\frac{૪}{૫} + \frac{૨}{૧૫} = \frac{૧૨+૨}{૧૫} = \frac{૧૪}{૧૫}$ થાય. પછી પહેલા પગથીઆ પ્રમાણે સાદું રૂપ અપાય.

### સાદું રૂપ આપો.

(૯) $\dfrac{૩\frac{૧}{૨} \text{ ના } \frac{૨}{૫}}{\frac{૧}{૪}}$ (૧૦) $\dfrac{૨\frac{૧}{૫}}{૧\frac{૩}{૮} \text{ ના } ૫}$ (૧૧) $\dfrac{\frac{૪}{૫} \text{ ના } ૧\frac{૧}{૨}}{૩\frac{૨}{૩} \text{ ના } \frac{૨૪}{૨૫}}$

(૧૨) $\dfrac{\frac{૧}{૨} \times \frac{૧}{૩}}{\frac{૧}{૨} \div \frac{૨}{૩}}$ (૧૩) $\dfrac{\frac{૧}{૨} - \frac{૧}{૩}}{\frac{૧}{૨} + \frac{૧}{૩}}$ (૧૪) $\dfrac{\frac{૧}{૨} + \frac{૧}{૩} + \frac{૧}{૪}}{\frac{૧}{૩} + \frac{૧}{૪} + \frac{૧}{૫}}$

## પગથીઉં ચોથું—( સાદું રૂપ કરતાં વધારે ક્રિયા કરવી પડે. )

ઉ૦ $\dfrac{\frac{૧}{૨} + \frac{૧}{૩} \text{ ના } \frac{૧}{૪} \times \frac{૨}{૫}}{\frac{૧}{૩} \div \frac{૧}{૪} - \frac{૫}{૬}}$ ને સાદું રૂપ આપો.

$= \dfrac{\frac{૮}{૧૫}}{\frac{૧}{૩} \div \frac{૧}{૪} - \frac{૫}{૬}}$

$= \dfrac{\frac{૮}{૧૫}}{\frac{૧}{૨}}$

$= \frac{૮}{૧૫} \times \frac{૨}{૧} = \frac{૧૬}{૧૫} = ૧\frac{૧}{૧૫}$ જ.

$\frac{૧}{૨} + \frac{૧}{૩}$ ના $\frac{૧}{૪} \times \frac{૨}{૫}$ | $\frac{૧}{૩}$ ના $\frac{૧}{૪} = \frac{૧}{૧૨}$ | $\frac{૧}{૧૨} \times \frac{૨}{૫} = \frac{૧}{૩૦}$

$= \frac{૧}{૨} + \frac{૧}{૧૨} \times \frac{૨}{૫} = \frac{૧}{૨} + \frac{૧}{૩૦} = \frac{૧૫+૧}{૩૦} = \frac{૧૬}{૩૦} = \frac{૮}{૧૫}$ અંશ

$\frac{૧}{૩} \div \frac{૧}{૪} - \frac{૫}{૬}$ | $\frac{૧}{૩} \times \frac{૪}{૧} = \frac{૪}{૩}$

$\frac{૪}{૩} - \frac{૫}{૬} = \frac{૮-૫}{૬} = \frac{૩}{૬} = \frac{૧}{૨}$ છેદ

## સાદું રૂપ આપો.

(૧૫) $\frac{\frac{૧}{૫} \div \frac{૧}{૪} \text{ ના } ૧\frac{૧}{૫}}{\frac{૧}{૫} \div \frac{૧}{૪} \times ૧\frac{૧}{૫}}$

(૧૬) $\frac{\frac{૪}{૫} + \frac{૫}{૬} \text{ ના } \frac{૧૨}{૨૫} - \frac{૧}{૩}}{\frac{૪}{૫} - \frac{૫}{૬} \text{ ના } \frac{૧૨}{૨૫} + \frac{૧}{૩}}$

(૧૭) $\frac{\frac{૪}{૯} - \frac{૧}{૩} \times \frac{૩}{૫} \div ૧\frac{૧}{૫}}{\frac{૨}{૩} \text{ ના } \frac{૩}{૪} \text{ ના } \frac{૧}{૨} + \frac{૧}{૮}}$

(૧૮) $\frac{\frac{૩}{૮} \text{ ના } \frac{૪}{૫} - ૨\frac{૨}{૩} \times \frac{૧}{૨૦}}{૧\frac{૧}{૨} \div ૧\frac{૧}{૫} + \frac{૧}{૮} \div (\frac{૧}{૩} - \frac{૧}{૪})}$

## પગથીઉં પાંચમું—( મિશ્ર અપૂર્ણાંકોનો ચારે રીતમાં ઉપયોગ )

ઉ૦ $\frac{\frac{૨}{૫}}{૧\frac{૧}{૫}} + \frac{૧\frac{૨}{૩}}{૨} \text{ ના } \frac{૪}{૫} - \frac{૧}{૩} \times \frac{\frac{૫}{૯} \text{ ના } ૧\frac{૧}{૬}}{૧\frac{૮}{૨૭}}$ ને સાદું રૂપ આપો.

$= \frac{\frac{૨}{૫}}{\frac{૬}{૫}} + \frac{\frac{૫}{૩}}{૨} \text{ ના } \frac{૪}{૫} - \frac{૧}{૩} \times \frac{\frac{૩૫}{૫૪}}{\frac{૩૫}{૨૭}}$ $\frac{૫}{૯} \text{ ના } \frac{૭}{૬} = \frac{૩૫}{૫૪}$

$= \frac{૧}{૩} + \frac{૫}{૬} \text{ ના } \frac{૪}{૫} - \frac{૧}{૩} \times \frac{૧}{૨}$ $\frac{૨}{૫} \times \frac{૫}{૬} = \frac{૧}{૩}$ | $\frac{૫}{૩} \times \frac{૧}{૨} = \frac{૫}{૬}$ | $\frac{૩૫}{૫૪} \times \frac{૨૭}{૩૫} = \frac{૧}{૨}$

$= \frac{૧}{૩} + \frac{૨}{૩} - \frac{૧}{૩} \times \frac{૧}{૨}$

$= \frac{૧}{૩} + \frac{૨}{૩} - \frac{૧}{૬} = \frac{૨+૪-૧}{૬} = \frac{૫}{૬}$ જ. $\frac{૫}{૬} \text{ ના } \frac{૪}{૫} = \frac{૫}{૬} \times \frac{૪}{૫} = \frac{૨}{૩}$ | $\frac{૧}{૩} \times \frac{૧}{૨} = \frac{૧}{૬}$

## સાદું રૂપ આપો.

(૧૯) $\frac{\frac{૨}{૩}}{\frac{૫}{૬}} + \frac{૪}{૫} \text{ ના } \frac{૨\frac{૨}{૩}}{૮}$

(૨૦) $\frac{૧\frac{૧}{૭}}{૪} \text{ ના } \frac{૭}{૮} - \frac{૩}{૧૩\frac{૧}{૨}}$

(૨૧) $\frac{૩}{૮} \text{ ના } (\frac{૨\frac{૧}{૩}}{૧૪} \div \frac{૩\frac{૧}{૨}}{૪\frac{૨}{૩}})$

(૨૨) $\frac{\frac{૧}{૨} + \frac{૧}{૩}}{\frac{૧}{૩} - \frac{૧}{૪}} \times \frac{\frac{૧}{૨} - \frac{૧}{૩}}{\frac{૧}{૩} + \frac{૧}{૪}}$

(૨૩) $\frac{૪}{૫} - ૧\frac{૧૧}{૬૦} \times \frac{\frac{૫}{૬} \text{ ના } \frac{૬}{૭}}{\frac{૫}{૬} + \frac{૬}{૭}}$

(૨૪) $\frac{૨\frac{૫}{૬}}{૨\frac{૧}{૮}} \times \frac{૧\frac{૧}{૩}}{૮} \div \frac{૧}{૫} - \frac{\frac{૧}{૨}}{૩}$

(૨૫) $\frac{\frac{૧૧}{૧૪} - \frac{૧}{૭}}{\frac{૪}{૭}} - (\frac{૧}{૪} \div \frac{\frac{૫}{૮}}{૨} - \frac{૨}{૧૫}) \times \frac{૧}{\frac{૨}{૩} + \frac{૨}{૯}}$

(૨૬) $\frac{૩}{૪} \div [\frac{૨}{\frac{૩}{૫}} \times \frac{૧}{૪} - \frac{\frac{૧}{૪}}{૩} - \frac{૧}{૮}]$

( ઉચ્ચ કોટિના વિદ્યાર્થીઓ માટે )

## પગથીઉં છઠ્ઠું—( છેડેથી શરુ કરવા પડે. )

ઉ० $\frac{1}{5} \div [ 2\frac{3}{4} - \frac{1}{4} \div ( \frac{4}{5} - \frac{2}{3} ) ]$ આ હિસાબને મિશ્ર અપૂર્ણાંકની રીતે આમ લખાય. આથી આમ લખ્યા પછી સાદું રૂપ આપવું હોય તો તેમાં કૌંસનો નિયમ જળવાય છે. જેમ ઘણા કૌંસ હોય ત્યારે પ્રથમ છેક અંદરના કૌંસનું; પછી તેથી વધારે સત્તાવાળાનું અને છેક છેલ્લે સૌથી વિશેષ સત્તાવાળાનું એકરૂપ કરવું. આમાં સૌથી અંદરના કૌંસની રકમો સૌથી છેલ્લા છેદમાં આવે છે. તો આને સાદું રૂપ આપતાં છેક છેડેથી શરુ કરવું અને એક કરેલું રૂપ નોંધતાં–નોંધતાં ઉપર જવું. ઉપરનો હિસાબ એ રીતે કરી બતાવ્યો છે.

$$= \cfrac{\frac{1}{5}}{2\frac{3}{4} - \cfrac{\frac{1}{4}}{\frac{4}{5} - \frac{2}{3}}}$$

$$= \cfrac{\frac{1}{5}}{2\frac{3}{4} - \cfrac{\frac{1}{4}}{\frac{2}{15}}}$$

$$= \cfrac{\frac{1}{5}}{2\frac{3}{4} - \frac{15}{8}}$$

$$= \cfrac{\frac{1}{5}}{\frac{7}{8}} = \frac{1}{5} \times \frac{8}{7} = \frac{8}{35} \text{ જ.} \qquad \frac{4}{5} - \frac{2}{3} = \frac{12 - 10}{15} = \frac{2}{15} \quad \cfrac{\frac{1}{4}}{\frac{2}{15}} = \frac{1}{4} \times \frac{15}{2} = \frac{15}{8}$$

$$\frac{11}{4} - \frac{15}{8} = \frac{22 - 15}{8} = \frac{7}{8}$$

(૨૭) $$\cfrac{1\frac{2}{5}}{\frac{4}{5} - \cfrac{\frac{19}{45}}{\frac{1}{3} + \cfrac{\frac{1}{4}}{\frac{1}{2} + \frac{1}{3}}}}$$

(૨૮) $$\cfrac{1\frac{7}{8}}{1\frac{1}{3} \div \cfrac{\frac{2}{3}}{1 - \frac{1}{6}}}$$

(૨૯) $$\frac{1}{3} + \cfrac{\frac{1}{3}}{\frac{1}{3} + \cfrac{\frac{1}{3}}{\frac{1}{3} + \frac{1}{3}}}$$

(૩૦) $$\frac{\frac{5}{7} \text{ ના } \frac{3}{20}}{1\frac{1}{14} \div 5} + \cfrac{3\frac{2}{5}}{\frac{1}{3} + \cfrac{\frac{1}{2}}{\frac{1}{4} \text{ ના } \frac{4}{5}}}$$

---

* આ ભાગ ચલાવવાની ફરજ નથી.

(૩૧) $$\frac{\frac{૪}{૫}}{૨+\frac{\frac{૧}{૨}}{\frac{૩}{૪}}} - \frac{૫-\frac{\frac{૧}{૪}}{\frac{૨}{૩}}}{૨\frac{૩}{૮}} \text{ ના } \frac{૫૭}{૭૪} \div \frac{\frac{૮}{૧૫}}{\frac{૨}{૩}-\frac{૨}{૩+\frac{૧}{૩}}}$$

---

# પ્રકરણ ૨૧ મું – અપૂર્ણાંક વિશેષ વિચાર

## પગથીઉં પહેલું—( ઉમેરેલી રકમ શોધવાના )

ઉ૦ ૭ માં કેટલા ઉમેરીએ તો ૯ થાય? બાળકો તરત જવાબ દેશે કે ૨. એ ૨ લાવવા માટે ૯ માંથી ૭ બાદ કરવા પડે.

**રીત**—પરિણામ રૂપે આવેલી રકમ – મૂળ રકમ = ઉમેરેલી રકમ.

ઉ૦ $\frac{૩}{૫}$ માં કેટલા ઉમેરીએ તો $\frac{૩}{૪}$ આવે? $\frac{૩}{૪}-\frac{૩}{૫}=\frac{૩}{૨૦}$ જ.

(૧) $\frac{૮}{૧૫}$ માં કેટલા ઉમેરીએ તો $\frac{૩}{૪}$ આવે?

(૨) $\frac{૩}{૪}$ ના $\frac{૨}{૯}$ માં શું ઉમેરવાથી $\frac{૨}{૫}-\frac{૧}{૧૫}$ થાય?

(૩) એક છોકરા પાસે ૩$\frac{૨}{૩}$ વાર કપડું હતું. તેણે બીજું કેટલું લીધું હોય, તો ૫$\frac{૧}{૪}$ વાર થાય?

## પગથીઉં બીજું—( ન્યૂનાંક શોધવાના )

ઉ૦ ૧૧ માંથી શું કમી કરીએ તો ૭ રહે? તરત જવાબ મળશે કે ૪. એ ૪ લાવવા માટે ૧૧ માંથી ૭ બાદ કરવા પડે.

**રીત**—અધિકાંક – બાદબાકી = ન્યૂનાંક

ઉ૦ $\frac{૫}{૯}$ માંથી શું કમી કરીએ તો $\frac{૫}{૧૬}$ રહે? $\frac{૫}{૯}-\frac{૫}{૧૬}=\frac{૩૫}{૧૪૪}$ જ.

(૪) ૧$\frac{૪}{૫}$ માંથી શું કમી કરીએ તો $\frac{૨}{૩}$ રહે?

(૫) કઈ રકમને $\frac{૮}{૧૬}$ માંથી બાદ કરતાં $\frac{૭}{૧૨}$ રહે?

(૬) ૭$\frac{૩}{૪}$ શેર ઘીમાંથી કેટલું વાપરીએ તો ૨$\frac{૧}{૪}$ શેર રહે?

### પગથીઉં ત્રીજું—( અધિકાંક શોધવાના )

ઉ૦ કઈ રકમમાંથી ૩ બાદ કરીએ તો ૭ રહે ? તરત જવાબ મળશે કે ૧૦ માંથી. એ ૧૦ લાવવા માટે ૭ માં ૩ ઉમેરવા પડે.

**રીત**—બાદબાકી + ન્યૂનાંક = અધિકાંક

ઉ૦ કઈ રકમમાંથી $\frac{૨}{૯}$ બાદ કરીએ તો $\frac{૧}{૩}$ રહે ? $\frac{૧}{૩} + \frac{૨}{૯} = \frac{૫}{૯}$ જ.

(૭) કઈ રકમમાંથી $\frac{૭}{૧૨}$ બાદ કરીએ તો $\frac{૫}{૧૬}$ રહે ?

(૮) ? − $૩\frac{૧}{૫}$ ના $\frac{૭}{૮}$ = $\frac{\frac{૧}{૩}}{\frac{૫}{૯}}$

(૯) કોઠીમાં કેટલું અનાજ હોય કે તેમાંથી $૧\frac{૩}{૪}$ મણ વાપર્યાં પછી $૨\frac{૨}{૫}$ મ. ના $૩\frac{૧}{૨}$ રહે ?

### પગથીઉં ચોથું—( ગુણ્ય શોધવાના )

ઉ૦ કઈ રકમને ૭ વડે ગુણવાથી ૪૨ આવે ? જ. ૬ ને. આ ૬ લાવવા માટે ૪૨ ને ૭ વડે ભાગવા પડે. **રીત**—ગુણકાર ÷ ગુણક = ગુણ્ય

ઉ૦ કોને $\frac{૨}{૫}$ વડે ગુણતાં $\frac{૧૪}{૧૫}$ આવે ? $\frac{૧૪}{૧૫} \div \frac{૨}{૫} = \frac{૭}{૩} = ૨\frac{૧}{૩}$ જ.

(૧૦) કઈ રકમને $\frac{૭}{૯}$ વડે ગુણતાં $\frac{૨}{૧૧}$ આવે ?

(૧૧) ? × ( $\frac{૫}{૩}$ ના $\frac{૩}{૪}$ − $\frac{૭}{૧૨}$ ) = $\frac{૨}{૩}$ ના $\frac{૪}{૫}$

(૧૨) એક રેલવે સડકનો $\frac{૨}{૫}$ ભાગ સખત વરસાદથી ધોવાઈ ગયો. એ ધોવાઈ ગએલો ભાગ માપતાં $૬૮\frac{૨}{૫}$ માઇલ્સ થયો; તો તે સડકની કુલ લંબાઈ કેટલી ?

### પગથીઉં પાંચમું—( ગુણક શોધવાના )

ઉ૦ ૯ ને કેટલાએ ગુણવાથી ૩૬ આવે ? જ. ૪ થી. આ ૪ લાવવા માટે ૩૬ ને ૯ વડે ભાગવા પડે. **રીત**—ગુણાકાર ÷ ગુણ્ય = ગુણક

ઉ૦ $\frac{૩}{૪}$ ને કેટલાએ ગુણવાથી $\frac{૩}{૭}$ આવે ? $\frac{૩}{૭} \div \frac{૩}{૪} = \frac{૪}{૭}$ જ.

(૧૩) $\frac{૫}{૭}$ ને કેટલાએ ગુણવાથી ૩૦ આવે ?

(૧૪) ગુણ્ય $૨\frac{૨}{૫}$ અને ગુણાકાર $૭\frac{૨}{૫}$ છે, તો ગુણક કેટલો ?

(૧૫) $૩\frac{૧}{૩}$ રૂ. ના ભાવનું કેટલા વાર કપડું લઇએ, તો ૩૫ રૂ. બેસે ?

## પગથીઉં છઠ્ઠું—( ભાજક કે ભાજ્ય શોધવાના )

ઉ૦ ૧૦૫ ને કેટલાએ ભાગવાથી ૧૫ આવે? જ. ૭ વડે. આ ૭ લાવવા ૧૦૫ ને ૧૫ વડે ભાગવા પડે.

**રીત**—ભાજ્ય ÷ ભાગાકાર = ભાજક

ઉ૦ કેટલાને ૭ વડે ભાગવાથી ૧૫ આવે? જ. ૧૦૫ ને. આ ૧૦૫ લાવવા ૭ ને ૧૫ વડે ગુણવા પડે.

**રીત**—ભાજક × ભાગાકાર = ભાજ્ય

ઉ૦ $\frac{૩}{૪}$ ને કેટલાએ ભાગવાથી $\frac{૧}{૭}$ આવે? $\frac{૩}{૪} \div \frac{૧}{૭} = ૫\frac{૧}{૪}$ વડે. જ.

(૧૬) કઈ રકમને $\frac{૩}{૪}$ વડે ભાગવાથી $\frac{૨}{૫}$ આવે?

(૧૭) $૫\frac{૧}{૭}$ ને કઈ રકમે ભાગવાથી $૨\frac{૩}{૭}$ આવે?

(૧૮) ભાગાકાર $\frac{૭}{૮}$ અને ભાજક $૧\frac{૩}{૪}$ છે તો ભાજ્ય કેટલો?

## પગથીઉં ૭ મું—( બે ક્રિયા કરવાના )

ઉ૦ કઈ રકમને ૫ વડે ગુણીને ગુણાકારમાં ૪ ઉમેરીએ તો ૧૯ આવે? જ. ૩ ને. આ ૩ જવાબ કાઢવા પ્રથમ ઉમેરેલા ૪ ને ૧૯માંથી બાદ કરવા. તેમ કરતાં ૧૫ રહે, તે પાંચે ગુણવાથી આવેલા છે માટે ૧૫ ને પાંચે ભાગવા.

**રીત**—પરિણામથી શરૂ કરવું ને ઉલટી ક્રિયા કરી મૂળ પર આવવું.

ઉ૦ કઈ રકમને $૫\frac{૧}{૭}$ વડે ગુણીને તેમાં $\frac{૬}{૭}$ ઉમેરીએ તો ૩ આવે? $૩ - \frac{૬}{૭} = \frac{૧૫}{૭}$ તે $૫\frac{૧}{૭}$ વડે ગુણવાથી થયા છે માટે $\frac{૧૫}{૭} \div \frac{૩૬}{૭} = \frac{૫}{૧૨}$ જ.

(૧૯) કઈ રકમને $૧\frac{૪}{૫}$ વડે ગુણી તેમાં $૧\frac{૧}{૨}$ ઉમેરીએ તો $૪\frac{૨}{૩}$ આવે?

(૨૦) કઈ રકમમાંથી $\frac{૩}{૪}$ બાદ કરી તેને $૧\frac{૧}{૪}$ વડે ભાગતાં $૧\frac{૨}{૫}$ આવે?

(૨૧) એક કોથળીમાં કેટલા રૂપીઆ હોય કે તેમાંથી $૨\frac{૧}{૩}$ રૂ. વાપર્યા પછી તેમાં $૧\frac{૧}{૪}$ રૂ. ઉમેરવામાં આવે તો $૯\frac{૧}{૧૨}$ રૂ. થાય?

**પગથીઉં ૮ મું–( સરવાળા ને બાદબાકી પરથી રકમો શોધવાના )**

ઉ૦ બે હાથની મુઠીમાં મળીને ૧૦ પૈસા છે. એક હાથની મુઠીમાં, બીજા હાથની મુઠીમાં છે તે કરતાં ૨ વધારે છે તો દરેક મુઠીમાં કેટલા ?

છોકરાઓ પાસે જવાબ માગતાં કંઈ કંઈ જવાબ દેશે. તે જવાબ ખોટા હોય તો ઉપરની શરત પળાતી નથી તે પર ધ્યાન ખેંચવું. એમ કરતાં કરતાં ૬ અને ૪ એવા જવાબ મળશે. પછી રીત શિખવવી.

આમાં બે મુઠીના પૈસા એકઠા દસ આપેલ છે, તે બે રકમનો સરવાળો છે અને એક મુઠીમાં બીજી કરતાં બે વધારે છે, તે બે રકમની બાદબાકી છે.

**રીત**—સરવાળામા બાદબાકીની રકમ ઉમેરી બે વડે ભાગીએ તો મોટી સંખ્યા આવે અને સરવાળામાંથી બાદબાકીની રકમ બાદ કરી બે વડે ભાગીએ તો નાની સંખ્યા આવે.

ઉ૦ બે સંખ્યાનો સરવાળો $૮\frac{૨}{૫}$ અને બાદબાકી $૧\frac{૧}{૫}$ છે તો દરેક સંખ્યા કઈ?

$૮\frac{૨}{૫} + ૧\frac{૧}{૫} = ૯\frac{૩}{૫} \div ૨ = ૪\frac{૪}{૫}$ $૮\frac{૨}{૫} - ૧\frac{૧}{૫} = ૭\frac{૧}{૫} \div ૨ = ૩\frac{૩}{૫}$

જવાબ–મોટી સંખ્યા $૪\frac{૪}{૫}$ અને નાની સંખ્યા $૩\frac{૩}{૫}$

(૨૨) બે રકમનો સરવાળો $\frac{૧}{૨}$ અને બાદબાકી $\frac{૧}{૫}$ છે તો દરેક રકમ કઈ?

(૨૩) બે ચોપડીઓની કીંમત રૂ. ૮–૧૦–૮ થાય છે. તેમાં નાની કરતાં મોટી ચોપડીની કીંમત ૪ રૂ. વધારે છે તો દરેકની કીંમત શી ?

(૨૪) બે રકમનો સરવાળો $૮\frac{૧}{૩}$ પૈં. ના $૧\frac{૧}{૫}$ છે અને બાદબાકી $૧\frac{૫}{૬}$ પૈં. ના $૪\frac{૧}{૨}$ છે તો દરેક રકમ કઈ?

**પગથીઉં ૯ મું—( ભાગ શોધી કીંમત જાણવાના )**

ઉ૦ એક માણસ પોતાની ઉપજનો $\frac{૨}{૫}$ ભાગ ઘરખર્ચમાં વાપરે છે. બાકી વધે તેના $\frac{૧}{૩}$ ભાગના દાગીના કરે છે. પછી જે વધે તે

બેંકમાં જમે મૂકે છે. આમ કરતાં તે દર વરસ બેંકમાં ૨૦૦ રૂ. જમા કરાવી શકે છે; તો તેની મૂળ ઉપજ કેટલી?

મૂળ ઉપજ ૧ ધારી તો $\frac{૨}{૫}$ ભાગ ખર્ચમાં ગયો. એટલે ૧ − $\frac{૨}{૫}$ = $\frac{૩}{૫}$ બાકી રહી. તેનો $\frac{૧}{૩}$ એટલે $\frac{૩}{૫} \times \frac{૧}{૩} = \frac{૧}{૫}$ ભાગ દાગીનામાં વાપર્યો. તેથી $\frac{૩}{૫} - \frac{૧}{૫} = \frac{૨}{૫}$ બાકી રહી. તે ભાગ બેંકમાં મૂકે છે. પણ બેંકમાં તો ૨૦૦ રૂ. મૂકે છે એટલે $\frac{૨}{૫}$ ભાગ બરાબર ૨૦૦ રૂ. છે. માટે મૂળ ઉપજ જે ૧ ભાગ તે બરાબર ૨૦૦ ÷ $\frac{૨}{૫}$ = $\frac{૨૦૦}{૧} \times \frac{૫}{૨}$ = ૫૦૦ રૂ. જવાબ

(૨૫) એક માણસને પોતાના ખેતરની ઉપજનો $\frac{૧}{૩}$ ભાગ મહેસુલમાં ભરવો પડે છે. બાકી વધે તેનો $\frac{૧}{૪}$ ભાગ બીજા ખર્ચમાં દેવો પડે છે. આમ થયા પછી તેની પાસે ૧૮૦ રૂપીઆ વધે છે તો તેની મૂળ ઉપજ કેટલી?

(૨૬) એક માણસે પોતાની મિલ્કતનો $\frac{૧}{૩}$ પોતાની સ્ત્રીને આપી બાકી વધ્યું તેમાંથી બે છોકરાને દરેકને તેનો $\frac{૧}{૨}$ ભાગ આપ્યો. અને બાકીનો ભાગ બે છોકરીને સરખે ભાગે આપ્યો. આમ કરતાં દરેક છોકરીને ૧૦૦ પૌંડ મળ્યા; તો તે માણસની કુલ મિલ્કત કેટલી?

(૨૭) એક મેવાવાળાએ પોતાની પાસેનાં દાડમમાંથી $\frac{૧}{૧૦૦}$ ભાગનાં દાડમ ખરાબ હોવાથી ફેંકી દીધા પછી ૩૯૫ વેચ્યાં. ત્યાર-બાદ તેની પાસે જે દાડમ રહ્યાં તે મૂળ દાડમનો $\frac{૧}{૫}$ ભાગ હતો; તો કુલ દાડમ કેટલાં હશે?

(૨૮) એક દોરડું ૧૦૦ વાર લાંબું હતું. તેનો $\frac{૧}{૪}$ ભાગ વેચી નાખ્યા પછી બાકી રહ્યું તેનો $\frac{૧}{૫}$ ના $\frac{૧}{૩}$ ભાગ ખરાબ હોવાથી કાપી નાખ્યો, તો કાપી નાખ્યા પછી કેટલું દોરડું રહ્યું?

(૨૯) એક મકાન બંધાવતાં ૫૦૦૦ પૌંડ ખર્ચ થયો. તેમાં $\frac{૧}{૨}$ ભાગ ઈંટ, લાકડાં, વગેરે સાહિત્યનો; સાહિત્યનો $\frac{૨}{૫}$ ભાગ મજુરીનો; મજુરીનો $\frac{૧}{૪}$ ભાગ બીજા ખર્ચનો અને બાકીનો ભોંયતળીઆની કીંમતનો હતો, તો દરેક પ્રકારના ખર્ચનો આંકડો શો?

(૩૦) એક માણસે ઘોડો, ગાય અને બળદ લીધાં. ગાય કરતાં ઘોડાની કીંમત ૧ ૧/૪ ગણી બેઠી અને ઘોડા કરતાં બળદની કીંમત ૧/૨ ના ૧ ૧/૩ ગણી બેઠી. હવે જો બળદના ૮૦ રૂપીઆ બેઠા હોય તો ગાય અને ઘોડાના કેટકેટલા બેઠા હશે?

---

## ( જિજ્ઞાસુ માટે )+

# પ્રકરણ ૨૨ મું–અપૂર્ણાંકોના ગુ૰સા૰અ૰ને લ૰સા૰અ૰

### પગથીઉં પહેલું—( ગુ૰ સા૰ અવયવ )

બાળકોને પૂછવું, કે છેદમાં ૧૧ હોય* એવા કયા કયા અપૂર્ણાંકે ૬/૧૧ ને ભાગીએ તો ભાગમાં પૂર્ણાંક આવે? તરત જવાબ મળશે કે ૧/૧૧, ૨/૧૧, ૩/૧૧ અને ૬/૧૧ વડે. પછી ૯/૧૧ ના તેવા જ ભાજક માગતાં ૧/૧૧, ૩/૧૧ અને ૯/૧૧ કહેશે. આ પરથી લક્ષ ખેંચવું કે ૧/૧૧ અને ૩/૧૧ એ ૬/૧૧ અને ૯/૧૧ ના સા. નિઃશેષ ભાજકો છે. તેમાં ૩/૧૧ મોટામાં મોટો છે તે ગુ૰ સા૰ અ૰ કહેવાય. આની સ્થિતિ તપાસતાં માલમ પડે છે કે ૬/૧૧ અને ૯/૧૧ નો સરખો છેદ ૧૧, તે ગુ૰સા૰અ૰ નો પણ છેદ બને છે અને અંશ જે ૬ અને ૯ છે તેનો ગુ૰ સા૰ અ૰ ૩, તે અંશ બને છે.

**રીત**—પ્રથમ રકમોનો લ૰ સમચ્છેદ કરવો. પછી સમચ્છેદવાળા અંશનો ગુ૰ સા૰ અ૰ શોધી નવા અંશમાં લખી છેદમાં સમચ્છેદ લખવો.

ઉ૰ ૧ ૧/૨, ૪/૬ અને ૩/૪ નો ગુ૰ સા૰ અ૰ શો? ૧ ૧/૨ = ૩/૨; ૪/૬ = ૨/૩ ૩/૨, ૨/૩ અને ૩/૪ નો લ૰ સમચ્છેદ ૧૮/૧૨, ૮/૧૨, ૯/૧૨ કર્યા પછી ૧૮, ૮, અને ૯ નો ગુ૰ સા૰ અ૰ શોધતાં ૧ આવ્યો. માટે ૧/૧૨ જવાબ

---

+ આ ભાગ ચલાવવાની ફરજ નથી.

* આવી હદ આપવામાં ન આવે તો ૧/૨૨, ૧/૩૩, ૧/૪૪ એવા અનંત જવાબ આવે.

(૧) $\frac{૩}{૪}$ અને $\frac{૭}{૧૨}$ નો (૨) $\frac{૮}{૧૫}$ અને $\frac{૧૨}{૨૫}$ નો

(૩) $\frac{૨૧}{૩૫}$ અને $\frac{૨૭}{૬૫}$ નો (૪) ૭$\frac{૧}{૨}$ અને ૧૧$\frac{૧}{૪}$ નો

(૫) ૨$\frac{૪}{૭}$, ૨$\frac{૧}{૪}$, $\frac{૯}{૧૪}$, $\frac{૨૭}{૨૮}$ અને ૪$\frac{૧}{૨}$ નો

### પગથીઉં બીજું—( લ૦ સા૦ અવયવી )

**રીત**—ઉપરની રીતે રકમોનો લ૦ સમચ્છેદ કર્યા પછી સમચ્છેદ વાળા અંશનો લ૦ સા૦ અ૦ શોધી નવા અંશમાં લખી છેદમાં સમચ્છેદ લખવો.

ઉ૦ ૬$\frac{૧}{૪}$, $\frac{૧૫}{૮}$ અને $\frac{૫}{૧૨}$ નો લ૦ સા૦ અ૦ શો? ૬$\frac{૧}{૪}$ = $\frac{૨૫}{૪}$

$\frac{૨૫}{૪}$, $\frac{૧૫}{૮}$ અને $\frac{૫}{૧૨}$ નો લ૦ સમચ્છેદ કરતાં $\frac{૧૫૦, ૪૫, ૧૦}{૨૪}$ થાય. પછી ૧૫૦, ૪૫ અને ૧૦ નો લ૦ સા૦ અ૦ શોધતાં ૪૫૦ આવે. તેથી $\frac{૪૫૦}{૨૪}$ = $\frac{૭૫}{૪}$ = ૧૮$\frac{૩}{૪}$ જવાબ

### લ૦ સા૦ અ૦ શોધો.

(૬) ૨$\frac{૨}{૩}$, ૪$\frac{૪}{૫}$ અને $\frac{૧}{૮}$ નો (૭) $\frac{૩}{૧૦}$, $\frac{૬}{૨૫}$ અને $\frac{૨૧}{૨૦}$ નો

(૮) $\frac{૪}{૫}$, $\frac{૮}{૧૫}$ અને $\frac{૩૨}{૩૫}$ નો (૯) ૧$\frac{૨}{૩}$, ૧$\frac{૫}{૯}$ અને $\frac{૩૫}{૫૪}$ નો

(૧૦) $\frac{૪૨}{૬૫}$, ૨$\frac{૨}{૩}$, ૨$\frac{૪}{૫}$, $\frac{૨૮}{૧૫}$ અને $\frac{૨૧}{૨૫}$ નો

### પગથીઉં ત્રીજું—( ટુંકી રીત )

ઉપરની રીતે $\frac{૮}{૧૫}$ અને $\frac{૧૨}{૨૫}$ નો ગુ૦ સા૦ અ૦ $\frac{૪}{૭૫}$ અને લ૦ સા૦ અ૦ $\frac{૨૪}{૫}$ આવે, પણ એક બીજી ટુંકી રીત છે. તેમાં લ૦ સમચ્છેદ કર્યા સિવાય બારોબાર ગુ૦ સા૦ અ૦ અને લ૦ સા૦ અ૦ શોધી શકાય છે.

**રીત**—ગુ૦ સા૦ અ૦ શોધવો હોય તો અંશનો ગુ૦ સા૦ અ૦ શોધી નવા અંશમાં લખી, તેના છેદમાં છેદનો લ૦ સા૦ અ૦ નોંધવો. જેમકે $\frac{૮}{૧૫}$ અને $\frac{૧૨}{૨૫}$ નો ગુ૦ સા૦ અ૦ શોધવો છે તો સમચ્છેદ કર્યા સિવાય ૮ અને ૧૨ નો ગુ૦ સા૦ અ૦ શોધતાં ૪ આવ્યો તે અંશમાં, અને છેદ ૧૫ અને ૨૫ નો લ૦ સા૦ અ૦ કરતાં ૭૫ આવ્યો તે છેદમાં નોંધતાં $\frac{૪}{૭૫}$ જવાબ

એથી ઉલટું લ૦ સા૦ અ૦ શોધવો હોય તો અંશનો લ૦ સા૦ અ૦ શોધી નવા અંશમાં લખી, તેના છેદમા છેદનો ગુ૦સા૦અ૦ નોંધવો. જેમકે $\frac{૮}{૧૫}$ અને $\frac{૧૨}{૨૫}$ નો લ૦ સા૦ અ૦ શોધવો છે તો સમચ્છેદ કર્યા સિવાય ૮ અને ૧૨ નો લ૦ સા૦ અ૦ શોધતાં ૨૪ આવ્યો તે અંશમાં અને છેદ ૧૫ અને ૨૫ નો ગુ૦ સા૦ અ૦ શોધતાં ૫ આવ્યો તે છેદમાં નોંધતાં $\frac{૨૪}{૫}$ = ૪$\frac{૪}{૫}$ જવાબ

**ટીપ**—ટૂંકી રીત વાપરતાં સંક્ષેપ રૂપ થતું હોય તો કરી જ લેવું જોઇએ, નહિ તો જવાબ ખોટો આવે.

**ગુ૦ સા૦ અ૦ શોધો.**

(૧૧) $\frac{૧૦}{૪૯}$ અને $\frac{૪૫}{૯૧}$ નો (૧૨) $\frac{૫૧}{૨૫૬}$, $\frac{૧૧૯}{૧૨૮}$ અને $\frac{૧૫૩}{૧૯૨}$ નો
(૧૩) $\frac{૫}{૧૨}$ ના ૪$\frac{૧}{૬}$, $\frac{૩૫}{૧૨}$ ના $\frac{૫}{૪}$ અને $\frac{૨૨૫}{૯૬}$ નો

**લ૦ સા૦ અ૦ શોધો.**

(૧૪) $\frac{૪}{૭}$ ના ૩$\frac{૩}{૫}$, $\frac{૫}{૧૪}$ ના $\frac{૨}{૩}$ અને $\frac{૮}{૨૫}$ નો
(૧૫) $\frac{૨૦}{૬૩}$, $\frac{\frac{૮}{૯}}{\frac{૭}{૧૦}}$, $\frac{૨\frac{૩}{૧૧}}{૧\frac{૩}{૪}}$ અને $\frac{૪૦}{૪૨}$ નો

---

# પ્રકરણ ૨૩ મું—ગુણોત્તર

## પગથીઉં પહેલું–( ગુણોત્તરની સમજ )

૧૮ તે ૬ થી ૩ ગણા છે. ૭૦ તે ૧૦ થી ૭ ગણા છે અને ૨ તે ૮ થી $\frac{૧}{૪}$ ગણા છે. આમાં ૩ તે ૧૮ અને ૬ નું, ૭ તે ૭૦ અને ૧૦ નું અને $\frac{૧}{૪}$ તે ૨ અને ૮ નું ગુણોત્તર કહેવાય. ગુણોત્તર જાણવા માટે બે પદ આપેલાં હોય છે. તેમાંનું પહેલું પૂર્વપદ*

---

* પૂર્વપદને કોઈ અગ્રસર ( અગ્ર—આગળ + સર—જનાર = આગળ રહેનાર ) અને ઉત્તરપદને ઉપાગ્રસર ( ઉપ—પાસે + અગ્રસર = અગ્રસરની પાસેનું ) કહે છે. અગ્રસર અને ઉપાગ્રસર સાથે જ રહે. તેથી તેનું એકઠું નામ યુગ્મ ( જોડકું ) છે.

( પૂર્વ = પહેલું + પદ ) અને બીજું ઉત્તરપદ ( ઉત્તર = પછીનું + પદ ) કહેવાય. આમાં પૂર્વપદ, ઉત્તરપદથી કેટલા ગણું છે તે જણાય છે. તેથી ગુણોત્તર એટલે ( ગુણ = ગણી + ઉત્તર = પછીની ) પહેલી રકમ બીજીથી કેટલા ગણી છે તે બતાવનારી સંખ્યા.

**રીત**—પૂર્વપદને ઉત્તરપદે ભાગવા. ભાગાકાર આવે તે ગુણોત્તર

ઉ૦ ૧૮ અને ૩ નું ગુણોત્તર શું ? ૧૮ ÷ ૩ = ૬ જવાબ

ઉ૦ $૭\frac{૭}{૮}$ અને $૧\frac{૨}{૭}$ નું ગુણોત્તર શું ? $\frac{૬૩}{૮} \div \frac{૯}{૭} = ૬\frac{૧}{૮}$ જ.

**સૂચના–अ.** ગુણોત્તર શોધવાનાં બંને પદ એક જ જાતનાં જોઇએ. એટલે બંને સાદાં કે બંને વિશેષ. વિશેષ હોય તો એક જ નામનાં.

**ब.** ગુણોત્તર હંમેશાં સાદી સંખ્યા હોય.

## ગુણોત્તર શોધો.

(૧) ૪૨ અને ૭ નું

(૨) ૧૧૯ રૂ. અને ૭ રૂ. નું

(૩) ૭૫ અને ૧૫ નું

(૪) ૮ મણ અને ૨૪ મણનું

(૫) ૪૬૮ અને ૪ નું

(૬) ૩ શેર અને $૧\frac{૧}{૨}$ મણનું

(૭) $૨\frac{૮}{૧૭}$ અને $૮\frac{૨}{૫}$ નું

(૮) ૧૩૩૧ ગજ અને ૧૧ ગજનું

(૯) પૂર્વપદ $૨\frac{૫}{૩૨}$ પૈં. અને ઉત્તરપદ $૧\frac{૫}{૧૮}$ પૈં. છે તેનું

(૧૦) ઉત્તરપદ $\frac{૪}{૫}$ ના $\frac{૭}{૮}$ અને પૂર્વપદ $\frac{૩}{૪} + \frac{૧}{૮}$ છે તેનું

## પગથીઉં બીજું–( વિવિધ પરિમાણોનું )

ઉ૦ ૭ રૂ. ૮ આ. અને ૫ રૂ. ૪ આ. નું ગુણોત્તર શું ?

૭ રૂ. ૮ આ. = ૧૨૦ આ. અને ૫ રૂ. ૪ આ. = ૮૪ આ. થાય. તેથી ૧૨૦ આ. અને ૮૪ આ. નું ગુણોત્તર કાઢતાં $૧\frac{૩}{૭}$ આવે. આ હિસાબ અપૂર્ણાંક રીતે કરવો હોય તો બંનેના રૂ. કરતાં ૭ રૂ. ૮ આ. = $૭\frac{૧}{૨}$ રૂ. અને ૫ રૂ. ૪ આ. = $૫\frac{૧}{૪}$ રૂ. થાય. તેનું ગુણોત્તર પણ $૧\frac{૩}{૭}$ આવે.

## ગુણોત્તર શોધો.

(૧૧) ૮ રૂ. ૧૨ આ. અને ૧ રૂ. ૪ આનાનું

(૧૨) ૭ મ. ૨૦ શે. અને ૩ મ. ૫ શેરનું

**(૧૩)** ૨૪ તોલા ૭ વાલ અને ૩૧ વાલનું
**(૧૪)** ૨૫ મિનિટ અને ૬ કલાક ૧૫ મિનિટનું
**(૧૫)** ઉત્તરપદ ૬ પૈ. ૧૦$\frac{૨}{૩}$ પે. અને પૂર્વપદ ૨૧$\frac{૧}{૩}$ પૈ. છે તેનું

**ટીપ**-૧૪ અને ૭ નું ગુણોત્તર શોધતાં ૧૪ ને ૭ વડે ભાગવા પડે. એટલે ૧૪ ÷ ૭ આવું રૂપ થાય. આથી "નું ગુણોત્તર શોધો" એવું લાંબું લખવાને બદલે કોઈ વાર ૧૪ : ૭ આમ લખવામાં આવે છે. આમાં જે : આવાં ટપકાં મૂકાય છે તે ÷ નું ટૂંકું રૂપ છે.

---

## પ્રકરણ ૨૪ મું-પ્રમાણ

૧૫ અને ૩ નું ગુણોત્તર ૫ છે. તેમ ૨૦ અને ૪ નું ગુણોત્તર પણ ૫ છે. આ પરથી સ્પષ્ટ છે કે ૧૫ અને ૩ નું તેમ જ ૨૦ અને ૪ નું ગુણોત્તર સરખું છે. તેને જો ટુંકામાં લખીએ તો ૧૫ : ૩ = ૨૦ : ૪ આમ લખાય. આવી ગોઠવણનું નામ પ્રમાણ છે. પ્રમાણ એટલે બરાબરપણું. બે ગુણોત્તરનું બરાબરપણું તે પ્રમાણ.

પ્રમાણના = આ ચિહ્નને ટૂંકામાં : : આમ લખવામાં આવે છે. એટલે ઉપરના પ્રમાણને ૧૫ : ૩ : : ૨૦ : ૪ આમ લખાય. આમાં ચાર ટપકાં તે = આ ચિહ્નના ચાર છેડા છે. ઉપરના પ્રમાણને એમ બોલાય કે ૧૫, જેમ ૩ ને છે; તેમ ૨૦, ૪ ને છે.

આમાં બે યુગ્મ આવે છે. પહેલા યુગ્મનું અગ્રસર ૧૫ અને ઉપાગ્રસર ૩ છે. બીજા યુગ્મનું અગ્રસર ૨૦ અને ઉપાગ્રસર ૪ છે. આ ચારેનાં બીજાં નામ પણ છે. ચારેમાં પહેલા અને છેલ્લાને અંત્ય-પદ અને બીજા તથા ત્રીજાને મધ્યપદ કહે છે. પહેલા પદને કોઈ આદિપદ પણ કહે છે.

### પગથીઉં પહેલું-( પ્રમાણ ગોઠવવાના )

### નીચેનાં પદો પરથી પ્રમાણ ગોઠવો.

**(૧)** પહેલું યુગ્મ ૪ અને ૭, બીજું યુગ્મ ૨૪ અને ૪૨

(૨) બીજું યુગ્મ ૯ : ૬, પહેલું યુગ્મ ૮૧ : ૫૪
(૩) પહેલા યુગ્મનું ઉપાગ્રસર ૧૦ અને અગ્રસર ૧૬, બીજા યુગ્મનું અગ્રસર ૨૪ અને ઉપાગ્રસર ૧૫
(૪) પહેલું ૯, ચોથું ૭૭, બીજું ૧૧ અને ત્રીજું ૬૩
(૫) મધ્યપદો ૩$\frac{1}{4}$ અને ૭, અંત્યપદો ૧૬ અને ૧$\frac{3}{4}$

**પગથીઉં બીજું–(પ્રમાણનાં પદોનો સંબંધ)**

૪ : ૧૨ : : ૧૬ : ૪૮ આ પ્રમાણનાં પદોનું અવલોકન કરીએ તો માલમ પડે છે કે પહેલાથી બીજું ત્રણ ગણું છે તો ત્રીજાથી ચોથું પણ ત્રણ ગણું છે અને પહેલાથી ત્રીજું ચાર ગણું છે તો બીજાથી ચોથું પણ ચાર ગણું છે.

**નિયમ–અ.** પહેલા કરતાં બીજું જેટલા ગણું હોય તેટલા ગણું ત્રીજાથી ચોથું હોવું જ જોઇએ.

**બ.** પહેલા કરતાં ત્રીજું જેટલા ગણું હોય તેટલા ગણું બીજાથી ચોથું હોવું જ જોઇએ.

૫ : ૧૫ : : ૭ : (?) આમાં ચોથું પદ શું હોવું જોઇએ.

આમાં પહેલા કરતાં બીજું ત્રણ ગણું છે તો ત્રીજા કરતાં ચોથું પણ ત્રણ ગણું હોવું જોઇએ એટલે ૭ × ૩ = ૨૧ ચોથું પદ જવાબ

**ખાલી પદ શોધો.**

(૬) ૬ : ૩૦ : : ૧૧ : (?) (૭) ૭ : ૨૧ : : ૧૪ : (?)
(૮) (?) : ૩૫ : : ૯ : ૬૩ (૯) ૮ : (?) : : ૪૪ : ૧૧
(૧૦) ૧૫ : ૧૭ : : (?) : ૫૧

**પગથીઉં ત્રીજું—(ગુણાકાર કરીને શોધવાના)**

૮ : ૧૦ : : ૧૨ : ૧૫ આ પદોનો સંબંધ તપાસીએ તો માલમ પડે છે કે ૧૦ × ૧૨ = ૧૨૦ તેમ જ ૮ × ૧૫ = ૧૨૦ થાય છે. આ પરથી **નિયમ** નીકળે છે, કે મધ્યપદોનો ગુણાકાર, અંત્યપદોના ગુણાકારની બરાબર છે.

ઉ૦ ૧૦ : ૭ : : ૩૦ : (?) આમાં બીજા પગથીઆના નિયમ પ્રમાણે ચોથું પદ ૨૧ આવે. હવે ઉપરના નિયમ પ્રમાણે મધ્યપદોનો ગુણાકાર ૨૧૦ ( ૭ × ૩૦ ) થાય છે તો બે અંત્યપદોનો ગુણાકાર પણ ૨૧૦ થવો જોઇએ. અંત્યપદોમાંનું એક ૧૦ છે તો બીજું ૨૧ હોવું જોઇએ. એ ૨૧ લાવવા મધ્યપદોના ગુણાકાર ૨૧૦ ને ૧૦ વડે ભાગવા પડે.

**રીત**—મધ્યપદોના ગુણાકારને કોઇ પણ એક અંત્યપદે ભાગવાથી બીજું અંત્યપદ આવે. તેમ જ અંત્યપદોના ગુણાકારને કોઇ પણ એક મધ્યપદે ભાગવાથી બીજું મધ્યપદ આવે.

ઉ૦ ૧૪ : ૮ : : (?) : ૧૨ આમાં ત્રીજું પદ માગ્યું છે. તેથી બે અંત્યપદ ૧૪ અને ૧૨ ના ગુણાકાર ૧૬૮ ને એક મધ્ય પદ ૮ વડે ભાગતાં ૨૧ આવે, તે બીજું મધ્યપદ

**ખાલી પદ શોધો**

**(૧૧)** ૮ : ૧૫ : : ૯ : (?)

**(૧૨)** ૧૫ : ૭ : : (?) : ૧૧

**(૧૩)** (?) : ૩$\frac{૧}{૩}$ : : ૮$\frac{૨}{૫}$ : ૭

**(૧૪)** ૧૬$\frac{૧}{૪}$ રૂ. : (?) : : ૧૫$\frac{૧}{૬}$ મ. : ૧૮ મ.*

**(૧૫)** ૪ રૂ. ૨ આ : ૩ રૂ. ૭ આ. : : ૨ ગદિ. ૧૦ વા. : (?)

---

# પ્રકરણ ૨૫ મું–ત્રિરાશિ અ

## માત્ર સમ પ્રમાણ

ત્રિ – ત્રણ + રાશિ – પદ. ત્રણ પદ આપ્યાં હોય તે પરથી ચોથું શોધી કાઢવાનું હોય, એવા હિસાબને ત્રિરાશિના હિસાબ કહે છે.

**પગથીઉં પહેલું—( મોઢામાં તૈયાર રકમો )**

ઉ૦ ૭ રૂ. નાં ૪૨ દાડમ મળે તો ૧૭ રૂ. નાં કેટલાં મળે ?

આવા હિસાબનો જવાબ પ્રથમ બાળકો પાસે એકમરીતિએ

---

* શોધેલું પદ. પોતાના યુગ્મનું સજાતીય થાય.

કઢાવવો. ૧૦૨ દાડમ જવાબ આવશે. પછી સમજાવવું કે આવા હિસાબ પ્રમાણથી નીચે પ્રમાણે થાય છે.

| | | |
|---|---|---|
| ૭ રૂ. | ૪૨ દા. | ૭ રૂ. : ૧૭ રૂ. : : ૪૨ દા. : (૧૦૨ દા.) |
| ૧૭ રૂ. | ? દા. | ૪૨×૧૭÷૭ = $\frac{૪૨}{૧}\times\frac{૧૭}{૧}\times\frac{૧}{૭}$ = ૧૦૨ દા. જ. |

ઉપર પ્રમાણે રકમોને જુદી કાઢી બાજુમાં દર્શાવ્યા મુજબ પ્રમાણ ગોઠવ્યું; એટલે કે દાડમનો જવાબ માગ્યો છે માટે દાડમનું પદ ત્રીજું મૂકયું. ૪૨ દાડમના ૭ રૂ. બેઠા છે તેથી ૭ રૂ. નું પદ પહેલું મૂકયું અને ૧૭ રૂ., જેના પરથી જવાબ શોધવાનો છે તે બીજું મૂકયું. આમ પદો ગોઠવાઈ ગયા પછી પ્રમાણના નિયમ પ્રમાણે બીજા અને ત્રીજા પદના ગુણાકારને પહેલા પદે ભાગ્યા એટલે ચોથું પદ આવ્યું.

**રીત**—પ્રમાણ ગોઠવવા રકમો જુદી કાઢવી. પછી જે જાતનો જવાબ માગ્યો હોય તે જાતનું પદ ત્રીજું મૂકી ત્રીજાનું સંબંધી પદ પહેલું મૂકવું અને બાકી રહેલું જેનો જવાબ માગ્યો છે તે પદ બીજું મૂકવું. પછી પ્રમાણની રીતે ચોથું પદ શોધી કાઢવું. શોધેલું ચોથું પદ તે જવાબ

(૧) ૧૯ ખુરસીના ૬૫ રૂ. બેસે તો ૪૭ ખુરસીના કેટલા રૂ. બેસે ?

(૨) ૨૭ મણ કેરીના ૩૩ રૂ. બેસે તો ૮૫ મણ કેરીના કેટલા ?

(૩) ૨૨$\frac{૧}{૨}$ શે. તજના ૯ રૂ. બેસે તો ૨૪ રૂ. ની કેટલી તજ આવે ?

(૪) ૧૬ રૂપીઆનું ૨૮ ગજ કાપડ આવે તો ૪૯ ગજ કાપડના કેટલા રૂપીઆ બેસે ?

(૫) ૨૬$\frac{૧}{૪}$ માઇલ ચાલતા ૧૫$\frac{૩}{૪}$ કલાક લાગે તો ૫૦ માઇલ ચાલતાં કેટલા કલાક લાગે ?

### પગથીઉં બીજું–( પદોમાં વિવિધ રકમો )

ઉ૦ ૧૫ ધા ૮ કાગળની ૯૨ નોટ થાય તો ૭ ધા ૮ કાગળની કેટલી નોટ થશે ?

| | | |
|---|---|---|
| ૧૫$\frac{૧}{૩}$ ધા | ૯૨ નોટ | ૧૫ ધા ૮ કા. = $\frac{૮}{૧}\times\frac{૧}{૨૪}$ = $\frac{૧}{૩}$+૧૫=૧૫$\frac{૧}{૩}$ ધા |
| ૭$\frac{૧}{૩}$ ધા | ? નોટ | ૭ ધા ૮ કા. = $\frac{૮}{૧}\times\frac{૧}{૨૪}$ = $\frac{૧}{૩}$+૭ = ૭$\frac{૧}{૩}$ ધા |

૧૫$\frac{૩}{૪}$ ધા : ૭$\frac{૩}{૪}$ ધા : : ૯૨ નોટ : ( ૪૪ નોટ ) જ.

( ૬ ) ૫ ખાં. ૮ મ. અનાજના ૧૩૨ ડબા ભરાય તો ૧ ખાં. ૧૬ મ. અનાજના કેટલા ડબા ભરાય ?

( ૭ ) ૪ શે. ૨૦ રૂ. ભા. પિત્તળની ૪ થાળી થાય તો ૧૬ શે. ૩૫ રૂ. ભા. પિત્તળની કેટલી થાળી થાય ?

( ૮ ) રૂ. ૦ાના ની ૪૨ પેન આવે તો ૩ રૂપીઆની કેટલી આવે ?

( ૯ ) ૪ ક. ૫૦ મિ. માં ૩૩$\frac{૧}{૪}$ માઇલ જવાય તો ૧૪ ક. ૩૦ મિ. માં કેટલા માઇલ જવાય ?

(૧૦) ૨૫ સુથારને રોજના ૫૩ રૂ. ૨ આ. મળે તો ૪૦ સુથારને રોજનું શું મળશે ?

## પગથીઉં ત્રીજું—( જવાબમાં અપૂર્ણાંક )

ઉ૦ ૫ રૂ. નાં ૨૮ દાડમ આવતાં હોય તો ૭ રૂ. નાં કેટલાં ?

| | |
|---|---|
| ૫ રૂ. ૨૮ દા. | ૫ રૂ. : ૭ રૂ. : : ૨૮ દા. : ( ૩૯$\frac{૧}{૫}$ દા. ) |
| ૭ રૂ. ? દા. | $\frac{૨૮}{૧} \times \frac{૭}{૧} \times \frac{૧}{૫} = \frac{૧૯૬}{૫} = ૩૯\frac{૧}{૫}$ દા. જવાબ |

(૧૧) ૨૭ રૂ. ની ૮૪ કેરી આવતી હોય તો ૧૩ રૂ. ની કેટલી આવે ?

(૧૨) ૧૪ સુથાર રોજ ૫ થાંભલી કોતરે તો ૧૦ સુથાર કેટલી કોતરે ?

(૧૩) એક કુટુંબને ૫ મ. ૧૦ શે. અનાજ ૩૦ દિવસ ચાલે છે તો તેને ૧૦ મ. અનાજ કેટલા દિવસ પહોંચે ?

(૧૪) ૩ ક. ૨૦ મિ. માં ૧૦ પૃષ્ઠ લખાય તો ૧૭ ક. ૫ મિ. માં કેટલાં પૃષ્ઠ લખાય ?

(૧૫) ૪ મ. ૮ શે. લોઢાની ૨૧ સાંકળ બને તો ૨ મ. ૩ શે. લોઢાની કેટલી સાંકળ બને ?

## પગથીઉં ચોથું—( કીંમત કાઢવી પડે. )

ઉ૦ ૮ ચોપડીના ૨૧ રૂ. ૨ આ. બેસે તો ૧૭ ચોપડીનું શું બેસે ?

૨૧ રૂ. ૨ આ. = $૨૧\frac{૧}{૮}$ રૂ.

| | | | |
|---|---|---|---|
| ૮ ચો. | $૨૧\frac{૧}{૮}$ રૂ. | ૮ ચો. : ૧૭ ચો. :: $૨૧\frac{૧}{૮}$ રૂ. : ( $૪૪\frac{૫૭}{૬૪}$ રૂ. ) |
| ૧૭ ચો. | ? રૂ. | $\frac{૧૬૯}{૮} \times \frac{૧૭}{૧} \times \frac{૧}{૮} = \frac{૨૮૭૩}{૬૪} = ૪૪\frac{૫૭}{૬૪}$ રૂપીઆ |

$\frac{૫૭}{૬૪} \times \frac{૧૬}{૧} = \frac{૫૭}{૪} =$ આ. $૧૪\frac{૧}{૪} \times \frac{૧૨}{૧} = ૩$ પા.

જવાબ ૪૪ રૂ. ૧૪ આ. ૩ પા.

(૧૬) એક વસ્તુના $\frac{૩}{૮}$ ભાગની કીંમત ૧૦ રૂ. બેસે તો તે વસ્તુના $\frac{૫}{૮}$ ભાગની કીંમત શી બેસે ?

(૧૭) ૫ મણ અનાજ ૧ માસ ૨૦ દિવસ ચાલે તો ૭ મ. ૮ શે. અનાજ કેટલો સમય ચાલે ?

(૧૮) ૧૫ રૂપીઆના ૧૨ મ. ૧૫ શે. ચણા આવે તો ૨૭ રૂપીઆના કેટલા આવે ?

(૧૯) ૧૪ પાંડની ૧૨ હંડ્રેવેટ ખાંડ મળે તો ૬ પાં. ૧૩ શિ. ૪ પે. ની કેટલી ખાંડ મળે ?

(૨૦) ૫ રૂ. ૫ આ. ૪ પા. નું ૧૮ વાર કાપડ મળે તો ૬ રૂ. ૧૦ આ. ૮ પા. નું કેટલું કાપડ મળે ?

## પગથીઉં પાંચમું—( કર વગેરેના )

### अ

સરકાર પ્રજાનું રક્ષણ કરે છે તે બદલ પ્રજા પાસેથી જુદી જુદી રીતના કર લે છે. જમીન પર લેવાતો કર તે જમીનમહેસુલ, માલ પર લેવાતો કર તે જકાત અને પેદાશ પર લેવાતો કર તે ઉપજવેરો (ઈન્કમ–ટેક્સ) કહેવાય છે. જમીનમહેસુલનો દર જમીનની જાત અને માપ પર, ઉપજવેરો દર રૂપીઆ પર અને જકાત ઘણું કરીને સેંકડા પર ઠરે છે. સેંકડે ઠરેલો ભાવ ટકા કહેવાય છે.

ઉ૦ દર રૂપીએ ૫ પાઈ પ્રમાણે ૪૦૦૦ રૂપીઆની પેદાશ પર કેટલો કર આપવો પડે ?

પેદાશ   પેદાશ   કર   કર

૧ રૂ. : ૪૦૦૦ રૂ. :: $\frac{૫}{૧૯૨}$ રૂ. : (૧૦૪$\frac{૧}{૬}$ રૂ.) $\frac{૪૦૦૦}{૧} \times \frac{૫}{૧૯૨}$ =

૧૦૪ રૂ. ૨ આ. ૮ પા. જવાબ

**ટીપ**—કર ભર્યાં પહેલાંની પેદાશને મૂળ પેદાશ અને કર ભર્યાં પછીની પેદાશને ચોકખી પેદાશ કહે છે.

**(૨૧)** દર રૂપીએ ૪ પાઈ પ્રમાણે ૮૦૦૦ રૂપીઆની પેદાશ પર કેટલો કર આપવો પડે ?

*(**૨૨**) દર સેંકડે ૩૦ ટકા પ્રમાણે ૫૪૭૦ રૂપીઆના માલ પર કેટલી જકાત આપવી પડે ?

**(૨૩)** દર રૂપીએ ૫ પાઈ પ્રમાણે એક માણસે ૨૫ રૂપીઆ કર ભર્યો તો તેની મૂળ પેદાશ કેટલી ?

**(૨૪)** દર રૂપીએ ૬ પાઈ પ્રમાણે કર આપ્યા પછી એક માણસ પાસે ૯૩૦૦ રૂપીઆ રહ્યા તો મૂળ પેદાશ કેટલી ?

**(૨૫)** ૫૦૦૦ રૂપીઆની પેદાશ થઈ હોય તો દર રૂપીએ ૫ પાઈ પ્રમાણે કર ભર્યા પછી બાકી શું રહે ?

## વ

વેપારીઓને માલની લેવડદેવડમાં ઘણું નાણું રોકવું પડે છે, તેથી ઘણી વાર તેમને બીજા પાસેથી અમુક મુદતે પાછા આપવાની શરતે પૈસા લાવવા પડે છે. હવે કોઈ વાર એવું બને છે કે તેના માલમાં ભારે ખોટ જાય છે ત્યારે તે પૈસા આપવાને અશક્ત બને છે. આવો માણસ દેવાળિઓ કહેવાય છે અને તેણે દેવાળું કાઢ્યું એમ કહેવાય છે. દેવાળિઓ પોતાના માગનારને પુરા પૈસા આપી શકતો નથી, એવે વખતે તેની પાસે જે કાંઈ હોય તે માગનારને લેણાના પ્રમાણમાં આપવામાં આવે છે. એટલે કે જો તેને ૪૦૦૦ રૂ. નું દેવું હોય અને તેની પાસે ફક્ત ૧૦૦૦ રૂ. નો માલ હોય તો ૪૦૦૦ રૂ.

---

* દર સો રૂપીએ ૩૦ રૂ., દર ૧૦૦ પૌંડે ૩૦ પૌંડ એમ.

ના માગનારને ૧૦૦૦ રૂ. મળે. દેવાળિઆ પાસેના પૈસા તે તેની પુંજી કહેવાય છે.

ઉ૦ એક દેવાળિઆને ૩૫૦૦ રૂપીઆનું દેવું છે અને તેની પુંજી ૧૭૫૦ રૂપીઆ છે તો તે પોતાના માગનારને દર રૂપીએ શા પ્રમાણે ચૂકવે ?

દેવું દેવું ચૂકવે ચૂકવે

૩૫૦૦ રૂ. : ૧ રૂ. : : ૧૭૫૦ રૂ. : ($\frac{1}{2}$ રૂ.) જ. ૮ આના

(૨૬) એક દેવાળિઆને ૮૦૦૦ રૂ. નું દેવું છે અને તેની પુંજી ૩૦૦૦ રૂ. છે તો તે પોતાના માગનારાને દર રૂપીએ શા પ્રમાણે ચૂકવશે ?

(૨૭) એક દેવાળિઆ પાસે ૪૦૦ રૂ. રોકડા અને ૫ રૂ. ના ભાવની ૨૦૦ મણ ખાંડ છે. હવે જો તેને ૪૮૦૦ રૂ. નું દેવું હોય તો તેના માગનારાને દર રૂપીએ કેટલી ખોટ જાય ? ( ઓછું મળે તે ખોટ )

(૨૮) એક દેવાળિઆને ૬૦૦૦ રૂ. નું દેવું છે. તે પોતાના માગનારાને દર રૂપીએ ૫ આ. ૪ પા. પ્રમાણે ચૂકવે છે તો તેની પુંજી કેટલી હોવી જોઇએ ?

(૨૯) એક દેવાળિએ પોતાના માગનારાને દર રૂપીએ ૧૦ આના પ્રમાણે ચૂકવ્યા તો તેને ૧૪૩૫ રૂ. આપવા પડયા ત્યારે તેનું દેવું કેટલું હોવું જોઇએ ?

(૩૦) એક દેવાળિઆને ૪૦૦૦ રૂ. નું દેવું હતું. પ્રથમ તેણે પોતાના માગનારાને ૭ આના પ્રમાણે ચૂકવ્યું. પછી જે બાકી રહ્યું તેના પર પાછું ૪ આના પ્રમાણે ચૂકવ્યું. તો તેણે કૂલ કેટલા રૂપીઆ ચૂકવ્યા હશે ?

---

# પ્રકરણ ૨૬ મું–ત્રિરાશિ ૪

## સમ અને વ્યસ્તની સમજ

અ. ૩ ચોપડીના ૧૨ રૂપીઆ બેસે તો ૧ ચોપડીનું શું બેસે ?

**ब.** એક ડબામાં ભરેલું અનાજ ૩ માણસો ૧૨ દિવસમાં ખાઈ શકે તો તે અનાજ ૧ માણસ કેટલા દિવસમાં ખાઈ શકે?

ઉપરના બે હિસાબ કાળા પાટીઆ પર લખવા. પહેલાનો જવાબ માગતાં બાળકો તરત જ કહેશે કે ૪ રૂપીઆ. પછી બીજા ઉદાહરણનો જવાબ માગવો. કોઈ ૪ દિવસ બોલી જશે. પછી બધાનું ધ્યાન ખેંચવું કે તમારે ત્યાં અનાજનો એક ડબો ભર્યો છે. તે અનાજ ૩ માણસો ખાતાં હોય તો ૧૨ દિવસ સુધી ચાલે પણ તેને બદલે ૧ માણસ ખાતું હોય તો ૪ જ દિવસ ચાલે? બધા વિચારમાં પડશે. હવે તેમને પ્રશ્ન પૂછવો કે ૩ માણસો રોજ ખાય તેટલું ૧ માણસને કેટલા દિવસ ચાલે? તરત કહેશે કે ૩ દિવસ. પછી ધ્યાન ખેંચવું કે ૩ માણસનું ૧ દિવસનું અનાજ ૧ માણસને ૩ દિવસ ચાલે તો ૩ માણસને ૧૨ દિવસ ચાલે તેટલું ૧ માણસને કેટલા દિવસ ચાલશે? બધા તરત કહેશે કે ૩૬ દિવસ.

ફરીને બધાનું લક્ષ બંને હિસાબ તરફ ખેંચવું. પહેલામા ત્રણ ચોપડીની કીંમત આપી છે અને ૧ ની કાઢવાની છે. જવાબ ૪ રૂ. આવે છે. આમાં લેવાની ચોપડીની સંખ્યા ( સજાતીય પદ ) ઘટે છે, તેમ તેની કીંમતના રૂપીઆ પણ ત્રીજા પદ કરતાં ઘટે છે.

બીજા હિસાબમાં ૩ માણસો ખાનારાં હતાં ત્યારે જેટલા દિવસ લાગતા તેને બદલે ખાનાર ૧ થયું ત્યારે વધારે દિવસ જવાબ આવ્યો. મતલબ કે માણસની સંખ્યા ( સજાતીય પદ ) ઘટે છે, તેમ જવાબનું પદ, ત્રીજા પદ કરતાં વધે છે.

આમ ત્રિરાશિના હિસાબોના બે પ્રકાર પડે છે.

**अ.** સજાતીય રકમોમાં પહેલી કરતાં બીજી વધે કે ઘટે તે પ્રમાણમાં જવાબનું પદ પણ ત્રીજા પદ કરતાં વધે કે ઘટે. આવા હિસાબોને સમ ( સરખી ) ત્રિરાશિ કહે છે.

**ब.** સજાતીય રકમોમાં પહેલી કરતાં બીજી વધે કે ઘટે તે પ્રમાણમાં જવાબનું પદ ત્રીજા પદ કરતાં ઘટે કે વધે. આવા હિસાબોને વ્યસ્ત ( ઉલટી ) ત્રિરાશિ કહે છે.

## વ્યસ્ત ત્રિરાશિ

### પગથીઉં પહેલું—( એકની કીંમત શોધવાના )

ઉ૦ ૫ માણસો જે કામ ૧૦ દિવસમાં કરે તે જ કામ ૧ માણસ કેટલા દિવસમાં કરે? આમાં માણસો ઘટે છે તેથી કામ રોજ થોડું થાય, એટલે ૧ માણસને વધારે દિવસ લાગે. ૫ માણસને લાગે તેના કરતાં પાંચ ગણા. તેથી ૧૦ × ૫ = ૫૦ દિ.

૫ માણસને ૧૦ દિવસ લાગે
તો ૧ „ ૫૦ „ „ |૧૦ × ૫ = ૫૦ દિવસ જવાબ

(૧) જે કામ ૭ માણસો ૧૨ દિવસમાં કરે તે જ કામ ૧ માણસ કેટલા દિવસમાં કરે?
(૨) રોજ ૭ કલાક કામ કરતાં જે કામ ૮ દિવસમાં થાય તે જ કામ રોજ ૧ કલાક કરતાં કેટલા દિવસમાં થાય?
(૩) એક કોઠારનું અનાજ ૪૯ માણસને ૩૭ દિવસ ચાલતું હોય, તો ૧ માણસને તે કેટલા દિવસ ચાલે?
(૪) જે દોરડામાંથી પચાસપચાસ હાથના ૭૨ કકડા થાય તે જ દોરડામાંથી એકેક હાથના કેટલા કકડા થાય?
(૫) દરેકને ૨૦ પૈસા આપીએ તો ૮૦ ભિખારીને અપાય તેટલા પૈસા; દરેકને એકેક આપતાં કેટલા ભિખારીને અપાય?

### પગથીઉં બીજું—( એકની કીંમત આપી હોય. )

ઉ૦ જે તાકામાંથી એકેક વારના ૧૫ કકડા થાય તે જ તાકામાંથી ત્રણત્રણ વારના કેટલા કકડા થાય?

બાળકો પાસેથી જવાબ માગતાં કોઈ ગુણાકાર કરી ૪૫ કહેવાની ભૂલ કરે તો તેમનું ધ્યાન ખેંચવું કે એકેક વારના ૧૫ કકડા થાય તે તાકામાં કુલ કપડું કેટલું હશે? તરત કહેશે કે ૧૫ વાર. પછી તેમને પૂછવું કે તે ૧૫ વારમાંથી ત્રણત્રણ વારના કકડા કેટલા

થાય ? જ. પ. પછી તેમને રીત બતાવવી, કે દરેક કકડાની લંબાઈ વધે છે, તેમ તેની સંખ્યા ઘટે છે: માટે ત્રણ ગણી લંબાઇના કકડા કરીએ તો મૂળના ત્રીજા ભાગ જેટલા થાય.

| | | |
|---|---|---|
| ૧ વારના ૧૫ કકડા થાય. | | જવાબ |
| તો ૩ ,, ૫ ,, ,, | ૧૫ ÷ ૩ = ૫ | ૫ કકડા |

(૬) દરેક બાળકને એકેક આપીએ તો ૧૦૦ બાળકને અપાય તેટલાં જાંબુ એક ટોપલીમાં છે. તે જાંબુ દરેકને પાંચપાંચ આપીએ તો કેટલાંને અપાય ?

(૭) જે કામ ૧ માણસ ૮૦ દિવસમાં કરે, તે કામ ૧૬ માણસ કેટલા દિવસમાં કરી શકે ?

(૮) જે કામ ૨ દિવસમાં કરવું હોય તો ૧૨૦ માણસો કામે લગાડવાં જોઇએ, તે કામ ૬ દિવસમાં કામ કરવું હોય તો કેટલાં માણસો કામે લગાડવાં જોઇએ ?

(૯) રોજ ૧ કલાક કરવાથી જે કામ ૬૨$\frac{1}{2}$ દિવસમાં પુરૂં થાય, તે કામ રોજ ૮$\frac{1}{3}$ કલાક કરવાથી કેટલા દિવસમાં થાય ?

(૧૦) જે ગંજીનું ઘાસ ૧ ગાય ૧૮૦ દિવસમાં ખાય, તે જ ગંજીનું ઘાસ ૨૫ ગાયો કેટલા દિવસમાં ખાઈ શકે ?

**પગથીઉં ત્રીજું—( બે ક્રિયા-ગુણાકાર અને ભાગાકાર-થી થતા )**

ઉ૦ ૫ માણસો જે કામ ૧૨ દિવસમાં કરે, તે કામ ૩ માણસ કેટલા દિવસમાં કરે ? બાળકોને પૂછવું કે એક માણસને કેટલા દિવસ લાગે ? પહેલા પગથીઆ પરથી કહેશે કે ૬૦ દિવસ. પછી કહેવું કે ૧ માણસને ૬૦ દિવસ લાગે તો ૩ માણસને કેટલા દિવસ લાગે ? બીજા પગથીઆ પરથી કહેશે કે ૨૦ દિવસ

| | |
|---|---|
| ૫ માણસ ૧૨ દિવસમાં કરે. | |
| તો ૧ ,, ૬૦ ,, ,, | ૧૨ × ૫ = ૬૦ |
| ∴ ૩ ,, ૨૦ ,, ,, | ૬૦ ÷ ૩ = ૨૦ |

આમાં પહેલા અને બીજા પગથીઆનું મિશ્રણ છે. એટલે પ્રથમ ગુણાકાર અને પછી ભાગાકાર થશે. આ હિસાબ પ્રમાણથી નીચે પ્રમાણે થાય.

૫ મા. ૧૨ દિ. | ૩ મા. : ૫ મા. : : ૧૨ દિ. : ( ? )

૩ મા. ? દિ. | ($\frac{૧૨}{૧}$ → ૪) × $\frac{૫}{૧}$ × $\frac{૧}{૩}$ = ૨૦ દિ. જ.

આમ પદો ગોઠવ્યા પછી પ્રમાણનાં પદો એક લાઇનમાં ગોઠવવાં. દિવસનો જવાબ માગ્યો છે તો ૧૨ દિવસનું પદ ત્રીજું મૂકવું. હવે ૧૨ દિવસ સાથે સંબંધ ધરાવતું ૫ માણસનું પદ પ્રથમ મૂકવું જોઇએ, પણ આવા હિસાબમાં માણસ ઘટે તેમ દિવસની સંખ્યા વધે છે; તેથી ૫ માણસ અને ૩ માણસનાં પદો ઉલટાવવાં જોઇએ, એટલે ત્રીજા પદ સાથે સંબંધ ધરાવતું પદ ૫ માણસ, પહેલું ન મૂકતાં બીજું મૂકવું અને ૩ માણસનું પદ પહેલું મૂકવું. આમ પહેલાં બે પદોને ન ઉલટાવીએ તો જવાબનું પદ, ૧૨ દિવસ કરતાં ઓછું આવે એટલે ખોટું આવે. આમ ત્રણે પદો ગોઠવ્યા પછી નિયમ પ્રમાણે કરતાં ૨૦ દિવસ જવાબ આવશે.

(૧૧) જે કામ ૧૨ માણસો ૯ દિવસમાં કરે, તે કામ ૧૮ માણસો કેટલા દિવસમાં કરે ?

(૧૨) જે કામ ૨૦ દિવસમાં પુરૂં કરવું હોય તો ૧૦ માણસોને રાખવાં જોઇએ, તે જ કામ ૨૫ દિવસમાં પુરૂં કરવાને કેટલાં માણસો રાખવાં જોઇએ ?

(૧૩) જેટલા રૂપીઆમાંથી ૨ રૂપીએ મણના ભાવની ૫૦ મણ બાજરી આવે, તેટલા જ રૂપીઆમાંથી ૬ રૂપીએ મણના ભાવના ચોખા કેટલા મણ આવે ?

(૧૪) જે તાકામાંથી ૨ વાર ૧ ફૂટ લંબાઇના ૨૪ કકડા થાય તે જ તાકામાંથી ૧ વાર ૧ ફૂટ લંબાઇના કેટલા કકડા થાય ?

(૧૫) એક આગગાડી દર કલાકે ૩૦ માઇલ ચાલે તો એક શહેરથી બીજે શહેર ૧૨ કલાકમાં પહોંચે, પણ જો ૩૫ માઇલ ચાલે તો કેટલા કલાકે પહોંચે ?

(૧૬) જેટલા રૂપીઆમાંથી ૪૫ રૂપીઆનો એક એવા ૮૦ કબાટ આવે,

તેટલા રૂપીઆમાંથી ૩૦ રૂપીઆનો એક એવા કેટલા કબાટ આવે ?

(૧૭) જે સડક બાંધતાં ૯૬ મજુરને ૬૫ દિવસ લાગે તે જ સડક બાંધતાં ૮૦ મજુરને કેટલા દિવસ લાગે ?

(૧૮) ૮ાા રૂપીઆના ભાવની ૨૪ મણ ખાંડ આવે તેટલા રૂપીઆમાં ૩ાા રૂપીઆના ભાવના ઘઉં કેટલા મણ આવે ?

(૧૯) રોજ ૧$\frac{3}{4}$ શેર વપરાય તો ૩૫ દિવસ ચાલે તેટલો લોટ, રોજ ૨ાા શેર વાપરતાં કેટલા દિવસ ચાલે ?

(૨૦) એક કિલ્લામાં ૫૦૦ માણસોને ૬ માસ ચાલે તેટલો ખોરાક છે. હવે જો તે કિલ્લામાં ૩૦૦ માણસો હોય તો તેમને તે ખોરાક કેટલા માસ ચાલે ?

**પગથીઉં ચોથું—( સમ અને વ્યસ્તનું મિશ્રણ )**

(૨૧) એક ઘડિઆળ દર કલાકે ૧૦ સેકંડ મોડું જતું હોય તો ૪ દિવસમાં તે કેટલું મોડું થશે ?

(૨૨) ઘીનો ભાવ ૪૦ રૂપીએ મણ હોય તો એક કુટુંબને વરસે ૩૦૦ રૂપીઆનું ઘી જોઈએ છે. પણ જો ભાવ ૩૨ રૂપીઆ હોય તો કેટલા રૂપીઆનું ઘી જોઈએ ?

(૨૩) **અ**એ **બ**ના ૪૦૦ રૂપીઆ ૬ માસ રાખ્યા. તેનો બદલો વાળવા **બ**એ **અ**ના ૯૦૦ રૂપીઆ કેટલા માસ રાખવા ?

(૨૪) આગગાડીનું દર માઇલનું ત્રીજા વર્ગનું ભાડું ૩$\frac{1}{2}$ પાઈ હોય, તો ૪૦૦ માઇલની મુસાફરીનું ભાડું કેટલું થાય ?

(૨૫) ૩ ડગલાં ભરતાં ૫ ફૂટ અંતર કપાતું હોય, તો ૪ માઇલની મુસાફરીમાં કેટલાં ડગલાં થાય ?

(૨૬) એક આગગાડી ૪૦ મિનિટમાં ૧૬ માઇલ દોડી, તો ૫ ક. ૮ મિ. માં તે કેટલા માઇલ દોડી શકે ?

(૨૭) ચોખાનો ભાવ ૬ રૂપીઆ હતો ત્યારે જેટલા રૂપીઆમાં

૫૦ મણ ચોખા આવતા તેટલા જ રૂપીઆમાં હમણા ૪૦ મણ ચોખા આવ્યા, ત્યારે હાલ ભાવ શો હશે ?

(૨૮) એક હંડ્રવેટ ખાંડનો ભાવ ૧૬ રૂ. ૫ આ. હોય તો એ લેખે ૯ ટન ખાંડનું શું બેસે ?

(૨૯) એક કામ ૫ માણસો ૨૪ દિવસમાં કરી શકે છે. તો તે કામનો $\frac{૩}{૮}$ ભાગ તેટલાં જ માણસો કેટલા દિવસમાં કરી શકે ?*

(૩૦) ૧૦૦ રૂપીઆના પોસ્ટલ કેશસર્ટિફિકેટનો ભાવ ૭૭$\frac{૧}{૨}$ રૂપીઆ હોય છે; તો ૧૫૦૦ રૂપીઆનાં કેશસર્ટિફિકેટો લેતાં કેટલા રૂપીઆ આપવા પડે ? અને જો આપણી પાસે ૯૩૦ રૂપીઆ હોય તો કેટલાનાં કેશસર્ટિફિકેટો આવે ?

**પગથીઉં પાંચમું—( મુદતની વચ્ચે થતો ફેરફાર )**

ઉ૦ એક કામ ૨૦ માણસો ૩૦ દિવસમાં કરી શકે છે પણ તેમણે ૧૨ દિવસ કર્યાં પછી તેમાંથી ૫ માણસ જતાં રહ્યાં તો બાકીનાં માણસો બાકીનું કામ કેટલા દિવસમાં કરી શકે ?

આમાં ૨૦ માણસોએ ૧૨ દિવસ કર્યું એટલે હવે તેને ૩૦–૧૨ = ૧૮ દિવસમાં કરવાનું રહ્યું. તે ૨૦ – ૫ = ૧૫ માણસોને કરવાનું છે. તેથી હિસાબનું સ્વરૂપ એવું થાય છે કે જે કામ ૨૦ માણસો ૧૮ દિવસમાં કરી શકે તે કામ ૧૫ માણસો કેટલા દિવસમાં કરે ?

૨૦ મા. ૧૮ દિ. | ૧૫ મા. : ૨૦ મા. : : ૧૮ દિ. : (૨૪ દિ.)જ.<br>
૧૫ મા. ? દિ. |

(૩૧) એક કામ ૨૫ માણસો ૧૮ દિવસમાં કરી શકે છે. તેમણે ૧૨ દિવસ કર્યાં પછી તેમાંનાં ૧૦ માણસો ચાલ્યાં ગયાં તો બાકીનું કામ બાકીનાં માણસો કેટલે દિવસે કરી શકે ?

(૩૨) એક કામ ૧૪ માણસો ૨૦ દિવસમાં કરી શકે છે. પણ તેમણે ૫ દિવસ કર્યાં પછી ૭ માણસો મદદમાં આવ્યાં તો ત્યારપછી બાકીનું કામ કેટલે દિવસે પુરૂં થશે ?

---

* આ દાખલો વધારાનો છે

(૩૩) એક કિલ્લામાં ૨૦૦ માણસને ૩૦૦ દિવસ ચાલે તેટલું અનાજ હતું, પણ ૧૦૦ દિવસ પછી કેટલાંક માણસો વધ્યાં તેથી તે ખોરાક ત્યારપછી ૧૬૦ દિવસે પુરો થયો તો કેટલાં માણસો વધેલાં ?

(૩૪) એક કામ ૪૦ માણસો ૨૭ દિવસમાં કરી શકે છે. પણ ૧૨ દિવસ પછી ૧૦ માણસો ચાલ્યાં ગયાં તો ત્યારપછી તે કામ કેટલે દિવસે પુરૂં થશે ?

(૩૫) એક કિલ્લામાં ૫૦૦ માણસોને ૧૦૦ દિવસ ચાલે તેટલું અનાજ હતું, પરંતુ ૮૦ દિવસ પછી તેમાં ૩૦૦ માણસોનો વધારો થયો તો તે અનાજ ત્યારપછી કેટલા દિવસ ચાલ્યું હશે ?

## પગથીઉં છઠ્ઠું—( કામ કરનાર જુદી જુદી વ્યક્તિઓ )

ઉ૦ જે કામ ૨૪ પુરુષો ૧૦ દિવસમાં કરી શકે, તે કામ ૨૦ બૈરી કેટલા દિવસમાં કરી શકે ? ૩ બૈરી ૨ પુરુષોના જેટલું કામ કરી શકે છે.

પ્રમાણમાં સજાતીય પદો જોઇએ માટે બંને સ્થળે બૈરી અગર પુરુષ જોઇએ. તેથી ૨૦ બૈરી બરાબર કેટલા પુરુષો થાય તે પ્રથમ શોધી કાઢવું. ૩ બૈ. : ૨૦ બૈ. : : ૨ પુ. : ( ૧૩$\frac{૧}{૩}$ પુ. )

૨૪ પુ. ૧૦ દિ. | ૧૩$\frac{૧}{૩}$ પુ. : ૨૪ પુ. : : ૧૦ દિ. : ( ૧૮ દિ. )
૧૩$\frac{૧}{૩}$ પુ. ? દિ. | જવાબ ૧૮ દિ.

(૩૬) જે કામ ૪ પુરુષ ૧૫ દિવસમાં કરી શકે તે કામ ૯ સ્ત્રી કેટલા દિવસમાં કરી શકે ? ૨ પુ = ૩ સ્ત્રી

(૩૭) જે કામ ૧૨ પુ. ૨૦ દિવસમાં કરે તે કામ ૪ પુ., ૬ સ્ત્રી અને ૧૦ છોકરાં કેટલા દિવસમાં કરી શકે ? ૨ પુ. = ૩ સ્ત્રી = ૪ છો.

(૩૮) ૩ ઘોડા અથવા ૫ ગાય જે ઘાસ ૭૨ દિવસમાં ખાઇ શકે તે ૭ ઘોડા અને ૧૫ ગાય કેટલા દિવસમાં ખાઇ શકે ?

(૩૯) એક કામ ૨૮ પુરુષો ૩૦ દિવસમાં કરી શકે છે પણ ૨૦ દિવસ પછી કેટલાંક છોકરાં મદદમાં આવ્યાં તેથી કામ

૨ દિવસ વહેલું પુરૂં થયું તો કેટલાં છોકરાં મદદમાં આવ્યાં હશે? ૩ છોકરાં = ૧ પુરુષ

(૪૦) ૧૫ બળદ અથવા ૨૭ ગાય એક ગંજીનું ઘાસ ૫૦ દિવસમાં ખાઈ શકે છે, તો તે ઘાસ ૩૦ દિવસમાં પુરૂં કરાવવા ૨૭ ગાયો સાથે કેટલા બળદ મૂકવા જોઈએ?

---

# પ્રકરણ ૨૭ મું—બહુરાશિ

ત્રણ પદ આપ્યાં હોય તો ત્રિરાશિ કહેવાય, પરંતુ વધારે આપ્યાં હોય તો બહુરાશિ કહેવાય. તેમાં પણ જો પાંચ આપ્યાં હોય તો પંચરાશિ કહેવાય.

## પંચરાશિ

### પગથીઉં પહેલું—( માત્ર સમ પ્રમાણ )

ઉ૦ એક માણસને ૭ દિવસનો પગાર ૧૪ રૂ. મળે તો ૧૭ દિવસનો કેટલો મળે? આવા હિસાબો પાછળ આવી ગયા છે તે પરથી બાળકો કહેશે કે ૩૪ રૂ. મળે. હવે એ જ હિસાબ નીચેના સ્વરૂપમાં લખવો.

ઉ૦ ૩ માણસને ૭ દિવસનો પગાર ૪૨ રૂપીઆ મળે તો ૫ માણસને ૧૭ દિવસનો કેટલો મળે?

પહેલા હિસાબમાં અને આમાં દિવસોની બાબતમાં મળતાપણું છે પણ માણસોની બાબતમાં જુદાપણું છે. એટલે પહેલામાં એક માણસની વાત હતી. પણ આમાં ૩ અને ૫ માણસની વાત છે. આમાં પાંચ રકમ કે રાશિ આવે છે માટે આ પંચરાશિનો હિસાબ ગણાય. આ હિસાબ એકમપદ્ધતિથી નીચે પ્રમાણે થાય.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | ૩ માણસને | ૭ દિવસના | ૪૨ રૂ. | મળે. | | ૪૨ ÷ ૩ = ૧૪ |
| તો | ૧ ,, | ૭ ,, | ૧૪ રૂ. | ,, | | ૧૪ ÷ ૭ = ૨ |
| ∴ | ૧ ,, | ૧ ,, | ૨ રૂ. | ,, | | ૨ × ૧૭ = ૩૪ |
| ∴ | ૧ ,, | ૧૭ ., | ૩૪ રૂ. | ,, | | ૩૪ × ૫ = ૧૭૦ |
| ∴ | ૫ ,, | ૧૭ ,, | ૧૭૦ રૂ. | ,, | | ૧૭૦ રૂ. જવાબ |

**ટીપ**—એક જાતનાં પદોને વિચારતાં બીજી જાતનાં પદોને લક્ષમા લેવાં નહિ. ઉપરના હિસાબમાં માણસનાં પદનો વિચાર કરતી વખતે દિવસનાં પદ, સાથે બોલવાં નહિ. જેમકે ૩ માણસને ૪૨ રૂ. મળે તો ૧ માણસને કેટલા ? તેવી જ રીતે દિવસનાં પદ વિચારતાં માણસનાં પદ, સાથે બોલવાં નહિ જેમકે ૭ દિવસના ૧૪ રૂપીઆ મળે તો ૧ દિવસના કેટલા ?

આ હિસાબ પ્રમાણથી નીચે પ્રમાણે થાય.

| | | | | |
|---|---|---|---|---|
| ૩ મા. ૭ દિ. ૪૨ રૂ. | ૩ મા. : ૫ મા. | } : : ૪૨ રૂ. : (૧૭૦રૂ.) |
| ૫ મા. ૧૭ દિ. ? | ૭ દિ. : ૧૭ દિ. | |

$$\frac{૫ \times ૧૭ \times ૪૨}{૩ \times ૭} = ૧૭૦ \text{ રૂ. જવાબ}$$

હિસાબ પ્રમાણથી કરવો હોય ત્યારે પ્રથમ રકમમાંથી ડાબી તરફ બતાવ્યા પ્રમાણે પદો જુદાં તારવી કાઢવાં. પછી જમણી તરફ બતાવ્યા પ્રમાણે પ્રમાણ ગોઠવવાં. જે જાતનો જવાબ માગ્યો હોય તે જાતનું પદ ત્રીજું મૂકવું. તેની ડાબી તરફ : : આમ ચાર ટપકાં કરવાં અને એક કૌંસ કરવો. પછી તેની સાથે સંબંધ ધરાવતાં પદો પહેલાં અને જવાબ સાથે સંબંધ ધરાવતાં પદો બીજાં મૂકવાં. પછી મધ્યપદોના ગુણાકારને આદિપદોએ ભાગવા એટલે જવાબનું પદ આવશે. જે આવે તે કૌંસમાં પ્રમાણના ચોથા પદની જગાએ નોંધવું. આ પગથીઆમાં સમ પ્રમાણના જ હિસાબ છે. એટલે પદો ફરશે કે નહિ તેનો વિચાર કરવો નહિ પડે.

(૧) ૧૫ માણસ ૩ દિવસમાં ૧૩૫ રૂપીઆ કમાય તો ૨૦ માણસ ૧૦ દિવસમાં શું કમાય ?

૨) એક બીડમાં ૧૭ બળદને ૧૯ દિવસ ચરાવવાનો ખર્ચ ૩૨૩ રૂપીઆ થાય તો ૧૩ બળદને ૨૫ દિવસ ચરાવવાનો ખર્ચ કેટલો થાય ?

(૩) ૬ માણસનો ૩ માસની ખોરાકીનો ખર્ચ ૧૮૦ રૂપીઆ થાય

તો ૧૧ માણસનો ૭ માસની ખોરાકીનો ખર્ચ કેટલો થશે ?

(૪) ૧૩ બકરાં ૫ દિવસમાં ૨૬૦ પુળા ઘાસ ખાય તો ૧૧ બકરાં ૩ દિવસમાં કેટલા પુળા ખાય ?

(૫) ૩ માણસ ૭ દિવસમાં ૮૪૦ પતંગ બનાવે તો ૪ માણસ ૯ દિવસમાં કેટલા પતંગ બનાવે ?

(૬) ૬ મજુર ૫ દિવસમાં ૨૧૦ ફૂટ લાંબી દિવાલ ચણે તો ૭ મજુર ૯ દિવસમાં કેટલા ફૂટ લાંબી દિવાલ ચણે ?

(૭) ૪ ખાંડી ભાર ૭ ગાઉ લઈ જવાના ૪૨ રૂપીઆ બેસે તો ૭ ખાંડી ભાર ૧૯ ગાઉ લઈ જવાના કેટલા રૂપીઆ બેસે ?

(૮) ૩ નળથી ૭ કલાકમાં ૧૬૨ મણ પાણી નીકળે તો ૧૪ નળથી ૪$\frac{૧}{૨}$ કલાકમાં કેટલા મણ પાણી નીકળે ?

(૯) ૭ દરજી ૬$\frac{૧}{૪}$ કલાકમાં ૨૮ પહેરણ સીવે ત્યારે ૨૫ દરજી ૮$\frac{૧}{૨}$ કલાકમાં કેટલાં પહેરણ સીવે ?

(૧૦) ૧૩ માણસનું ૨૧ માઇલનું રેલવે ભાડું ૫ રૂ. ૧૧ આ. બેસે તો ૧૯ માણસનું ૨૪ માઇલનું કેટલું બેસે ?

### પગથીઉં બીજું—( માત્ર વ્યસ્ત પ્રમાણ )

ઉ૦ એક કામ ૯ માણસ ૭ દિવસમાં કરે તો ૨૧ માણસ કેટલા દિવસમાં કરે ? આનો જવાબ ૩ દિવસ આવે. આ હિસાબમાં કલાકનાં બીજાં બે પદો ઉમેરતાં એવું સ્વરૂપ થાય, કે ૯ માણસ રોજ ૬ કલાક કામ કરે તો જે કામ ૭ દિવસમાં થાય તે જ કામ ૨૧ માણસ રોજ ૯ કલાક કરે તો કેટલા દિવસમાં થાય ?

૯ માણસ રોજ ૬ કલાક કરે તો ૭ દિ. લાગે.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| તો | ૧ | ,, | ૬ | ,, | ,, | ૬૩ | ,, | ૭×૯ = ૬૩ |
| ∴ | ૧ | ,, | ૧ | ,, | ,, | ૩૭૮ | ,, | ૬૩×૬ = ૩૭૮ |
| ∴ | ૨૧ | ,, | ૧ | ,, | ,, | ૧૮ | ,, | ૩૭૮÷૨૧ = ૧૮ |
| ∴ | ૨૧ | ,, | ૯ | ,, | ,, | ૨ | ,, | ૧૮÷૯ = ૨ |

જવાબ ૨ દિવસ. આ હિસાબ પ્રમાણથી નીચે પ્રમાણે થાય.

૨ ) ·૮ ( ·૪ પ્રથમ ૮ ને ૨ વડે ભાગ્યા તો ૪ આવ્યા. પછી
  ૮   ભાજ્યમાં ૧ સ્થળ છે તે ૧, ભાગાકારમાં ગણી
  —
  ૦   ચિહ્ન મૂક્યું.

**રીત**–દશાંશચિહ્ન નથી એમ સમજી સાદા ભાગાકારની પેઠે ભાગાકાર કરવો. પછી ભાજ્યનાં સ્થળ જેટલાં સ્થળ, ભાગાકારમાં જમણી તરફથી ગણીને ચિહ્ન મૂકવું.

ઉ૦ ૪૦·૧૨૫ ÷ ૨૫

૨૫ ) ૪૦·૧૨૫ ( ૧·૬૦૫ જ.
  ૨૫
  ———
  ૧૫૧   ૧૨૫
  ૧૫૦   ૧૨૫
  ———   ———
        ૦૦૦

(૧) ·૫૬ ÷ ૪ (૨) ·૧૩૫ ÷ ૧૫

(૩) ·૨૮૮ ÷ ૩૨ (૪) ૭·૫૬ ÷ ૪૨

(૫) ·૦૯૮૭૫ ÷ ૭૯ (૬) ૩૦૧૬·૭ ÷ ૯૭

(૭) ૪૨·૨૫ ÷ ૬૫ (૮) ૧૦૯·૦૨૧ ÷ ૫૩

**પગથીઉં બીજું**–( **ભાજ્યમાં વધારે દશાંશસ્થળ હોય.** )

·૧૨૫ ÷ ·૨૫ આને વ્યાવહારિક રીતે કરતાં $\frac{૧૨૫}{૧૦૦૦} \times \frac{૧૦૦}{૨૫}$ $= \frac{૫}{૧૦} =$ ·૫ જવાબ આવે. આનું અવલોકન કરતાં માલમ પડે છે, કે ૧૨૫ ને ૨૫ વડે ભગાય છે. તેનો ભાગાકાર ૫ આવે છે તે અંશમાં રહે છે, અને ૧૦૦૦ ને ૧૦૦ વડે ભગાય છે. તેનો ભાગાકાર ૧૦ આવે છે તે છેદમાં રહે છે. ૧૦૦૦ ને ૧૦૦ વડે ભાગવાની સહેલી રીત એવી છે. કે ૧૦૦ માં બે મીડાં છે, તો ૧૦૦૦ નાં ત્રણ મીડાંમાંથી બે કમી કરવાં.

·૨૫) ·૧૨૫ ( ·૫ **રીત** – ભાગાકાર કર્યો પછી ભાજ્યનાં સ્થળમાંથી
  ૧૨૫   ભાજકનાં સ્થળ બાદ કરવાં. બાદબાકી જેટલાં
  ———
  ૦૦૦   સ્થળ ભાગાકારમાં કરવાં.

ઉ૦ ૨·૪૮૪ ÷ ·૯૨

```
·૯૨ ) ૨·૪૮૪ ( ૨·૭
      ૧૮૪
      ----
      ૬૪૪
      ૬૪૪   જવાબ ૨·૭
      ----
      ૦૦૦
```

ઉ૦ ·૦૫૬૨૫ ÷ ૧૨·૫

```
૧૨·૫ ) ·૦૫૬૨૫ ( ·૦૦૪૫
        ૫૦૦
        ----
        ૬૨૫   જવાબ
        ૬૨૫   ·૦૦૪૫
        ----
        ૦૦૦
```

(૯) ·૧૮૯૬૩ ÷ ·૯ (૧૦) ·૦૦૭૫૬ ÷ ·૪

(૧૧) ·૮૫૫ ÷ ·૪૫ (૧૨) ·૦૭૧૮૧ ÷ ·૪૩

(૧૩) ·૦૦૯૩૫ ÷ ·૫૫ (૧૪) ·૦૮૬૪ ÷ ·૦૨૭

(૧૫) ·૭૨૫૨ ÷ ૨·૮ (૧૬) ૧૯૬·૩૯ ÷ ૪·૧

## પગથીઉં ત્રીજું-( બંનેનાં સ્થળ સરખાં હોય. )

·૭૫ ÷ ·૧૫ આને વ્યાવહારિક રીતે કરતાં $\frac{૭૫}{૧૦૦} \times \frac{૧૦૦}{૧૫} = \frac{૫}{૧}$ = ૫ આમાં ભાજ્ય અને ભાજકનો છેદ સરખો છે તેથી અરસપરસ ઉડી જતાં ૭૫ ને ૧૫ વડે ભાગતાં આવેલો ભાગાકાર ૫, પૂર્ણાંક થાય છે.

**રીત** – બંનેનાં દશાંશસ્થળ સરખાં હોય ત્યારે ભાગાકારમાં આવેલા અંકો પૂર્ણાંક થાય.

(૧૭) ·૪૨ ÷ ·૧૪ (૧૮) ·૯૬ ÷ ·૦૮

(૧૯) ·૮૪ ÷ ·૦૪ (૨૦) ·૬૨૫ ÷ ·૦૨૫

(૨૧) ·૯૮૭ ÷ ·૦૨૧ (૨૨) ·૮૫૪૫૯ ÷ ·૦૦૦૧૭

## પગથીઉં ચોથું-(ભાજકમાં વધારે સ્થળ)

·૨૫ ÷ ·૦૦૫ આમાં ભાજ્યમાં ૨ અને ભાજકમાં ૩ સ્થળ છે. તો બંનેમાં ૩ કરવાં. એમ કરવા ·૨૫ ઉપર એક મીંડું ચઢાવી દેવું. એટલે ·૨૫ ને બદલે ·૨૫૦ થશે. પછી ·૨૫૦ ને ·૦૦૫ વડે ભાગવા.

**રીત**– બંનેનાં સ્થળ સરખાં કરવાં. પછી ત્રીજા પગથીઆ પ્રમાણે કરવું. જો ભાજ્યમાં માત્ર પૂર્ણાંક જ હોય તો પૂર્ણાંકની જમણી

તરફ દશાંશચિહ્ન મૂકી જેટલાં સ્થળ કરવાં હોય તેટલાં મીંડાં મૂકવાં.

| | |
|---|---|
| ·૦૦૫) ·૨૫૦ (૫૦<br>૨૫<br>૦૦૦<br><br>જવાબ ૫૦ | ઉ૦ ૧૯·૩૬ ÷ ·૦૦૪૪ આમાં ભાજકમાં ૪<br>·૦૦૪૪) ૧૯·૩૬૦૦ (૪૪૦૦ સ્થળ છે તો<br>૧૭૬ ભાજ્યમાં પણ<br>૪ સ્થળ કરવા<br>૧૭૬ માટે બે મીંડાં<br>૧૭૬ ચઢાવ્યાં. પછી<br>૦૦૦૦૦ ભાગાકાર કર્યો.<br>જવાબ ૪૪૦૦ |

**ટીપ**— આવા હિસાબ બીજી રીતે પણ થાય છે. પ્રથમ ભાગાકાર કરવો. પછી ભાજ્યનાં સ્થળ કરતાં ભાજકનાં સ્થળ, જેટલાં વધારે હોય તેટલાં મીંડાં ભાગાકાર પર ચઢાવવાં. જે રકમ થાય તે પૂર્ણાંક.

·૦૦૪૪) ૧૯·૩૬ (૪૪૦૦
૧૭૬
૧૭૬
૧૭૬
૦૦૦

(**૨૩**) ૧૯·૨ ÷ ·૧૨ (**૨૪**) ૩·૪૫ ÷ ·૦૧૫
(**૨૫**) ૪૦૯·૬ ÷ ·૬૪ (**૨૬**) ૨·૫ ÷ ·૦૦૦૫
(**૨૭**) ·૦૦૧ ÷ ·૦૦૦૦૧ (**૨૮**) ૯૫૭·૬ ÷ ·૦૮૪

**પગથીઉં પાંચમું—(ભાગ ચલાવવા મીંડાં ચઢાવવાં પડે.)**

| | |
|---|---|
| ઉ૦ ૨૦·૮ ÷ ૩·૨<br>૩·૨) ૨૦·૮૦ (૬·૫<br>૧૯૨<br>૦૧૬૦<br>૧૬૦<br>૦૦૦ | આમાં ૨૦·૮ ને ૩·૨ વડે ભાગવાના છે. બંનેમાં સ્થળ સરખાં છે. ભાગાકાર કરતાં ૬ વડે ભાગ ચાલ્યો, બાકી ૧૬ વધ્યા, તેથી ભાજ્યમાં ૧ મીંડું ચઢાવ્યું ને તે ૧૬ પર ઉતારી ભાગ ચલાવ્યો. હવે ભાજ્યમાં બે સ્થળ થયાં ને ભાજકમાં ૧ છે તેથી ૨ − ૧ = ૧ એટલે એક અંક ગણી ભાગાકારમાં ચિહ્ન મૂકયું. |

**રીત**— ભાગ ચલાવતાં કંઈ વધે તો ભાજ્યમાંના દશાંશના આંકડા પર મીંડાં ચઢાવતા જવાં અને તે મીંડાં શેષ પર ઉતારતા જઈ નવા ભાગ ચલાવતા જવું. એમ છેવટ મીંડું આવે ત્યાંસુધી

કરવું. જો ભાજ્યમાં પૂર્ણાંક આંકડા હોય તો મીડાં ચઢાવતા પહેલાં દશાંશચિહ્ન મૂકવું.

(૨૯) ૧૫·૨ ÷ ·૨૫ (૩૦) ·૦૫૪૬ ÷ ·૦૮૪

(૩૧) ૧૪૮·૮ ÷ ૯૬ (૩૨) ૧૩·૧૧ ÷ ૪૭·૫

(૩૩) ૭ ÷ ·૫૬ (૩૪) ૨૧ ÷ ૧૨·૫

(૩૫) ૨૯ ÷ ·૬૨૫ (૩૬) ૧૩૧૭ ÷ ·૦૬૪

**પગથીઉં છઠ્ઠું — (ભાગાકારમાં અમુક સ્થળ લાવવાં.)**

કેટલાક હિસાબોમાં ભાગાકાર કરતાં છેવટ ૦ આવતું નથી. એવે વખતે ભાગમાં અમુક સ્થળ આવે ત્યાંસુધી કરી પછી છોડી દેવાનું હોય છે.

ઉ૦ ·૫૪૭ ÷ ·૭૩ આમાં ·૫૪૭ ને ·૭૩ વડે ભાગતાં છેવટ ૦ આવશે જ નહિ. તેથી એવી સૂચના કરવામાં આવે છે, કે ભાગાકાર ચાર સ્થળ સુધી કરવો. એ તો ખુલ્લું છે, કે ભાગાકારમાં આવતાં સ્થળ; તે ભાજ્યનાં સ્થળ, ઓછા ભાજકનાં સ્થળ બરાબર છે. આમ હોવાથી ભાગાકારમાં ૪ સ્થળ લાવવાં હોય તો ભાજ્યમાં એ ૪, + ભાજકનાં ૨ સ્થળ, એટલે ૬ સ્થળ હોય તો જ બને. આમ હોવાથી ભાગાકાર કરતા પહેલાં ભાજ્યમાં ૬ સ્થળ કરવાં ને તેમ કરવા ૩ મીડાં ચઢાવવાં.

```
·૭૩)·૫૪૭૦૦૦(·૭૪૯૩
     ૫૧૧
     ---
      ૩૬૦
      ૨૯૨
      ---
       ૬૮૦
       ૬૫૭
       ---
        ૨૩૦
        ૨૧૯
        ---
         ૧૧
```

**રીત**—જેટલાં સ્થળ માગ્યાં હોય તે ઉપરાંત ભાજકના સ્થળ હોય તેના સરવાળા જેટલાં સ્થળ ભાજ્યમાં મીડાં ચઢાવીને કરવાં યા તો વધારે આંકડા હોય તો તે કાપી નાખીને તેટલાં રાખવાં. પછી નિયમસર બધા આંકડા આવી જાય ત્યાંસુધી ભાગાકાર કરવો. છેવટના શેષ જતા કરવા.

જવાબ ·૭૪૯૩

ઉ૦ ·૨૪૯૭૯ ÷ ૩·૧ ભાગમાં બે સ્થળ લાવવાં.

```
૩·૧) ·૨૪૯ ( ·૦૮
      ૨૪૮
      -----
જવાબ ·૦૮   ૧
```

આમાં બે સ્થળ માગ્યાં છે, ભાજકમાં ૧ છે; તેથી ભાજ્યમાં ૩ રાખી વધારાનાં બે કાપી નાખ્યાં.

**(૩૭)** ૪·૨૫ ÷ ·૦૨૩ ભાગાકારમાં ૨ દશાંશસ્થળ લાવવાં.

**(૩૮)** ·૮૫૭ ÷ ૨·૯ ભાગાકારમાં ૪ દશાંશસ્થળ લાવવાં.

**(૩૯)** ૭ ÷ ·૪૭ ભાગાકારમાં ૨ દશાંશસ્થળ લાવવાં.

**(૪૦)** ·૯૪૩ ÷ ૧૯ ભાગાકારમાં ૫ દશાંશસ્થળ લાવવાં.

**(૪૧)** ·૨૬૮૨૫ ÷ ૪·૭ ભાગાકારમાં ૩ દશાંશસ્થળ લાવવાં.

## પગથીઉં ૭ મું — (કૌંસનો ઉપયોગ)

**(૪૨)** ·૦૨૫ ÷ ( ·૧૪ + ·૦૬ )

**(૪૩)** ૨૪·૮ ÷ ( ·૬૨૫ × ·૫ )

**(૪૪)** ( ૩·૫૧ – ૨·૨૬ + ·૦૩ ) ÷ ·૦૦૦૬૪

**(૪૫)** ( ૩·૦૩૮ + ૧·૧૦૨ ) ÷ ( ૨૭ – ૬·૩ )

**(૪૬)** ૫ ÷ ( ·૨ × ·૧૭ ) ભાગાકારમાં ૪ દશાંશસ્થળ લાવવાં.

## પગથીઉં ૮ મું — (બે કે તે કરતાં વધારે ભાગાકાર)

ઉ૦ ·૧૫૬૨૫ ÷ ·૨૫ ÷ ·૫

```
·૨૫) ·૧૫૬૨૫ ( ·૬૨૫
     ૧૫૦                ·૫) ·૬૨૫ (૧·૨૫
     ----                   ૬૨૫
       ૬૨                   ----
       ૫૦                   ૦૦૦
      ----
       ૧૨૫
       ૧૨૫
      ----
       ૦૦૦
```

પ્રથમ ·૧૫૬૨૫ ને ·૨૫ વડે ભાગ્યા, ભાગાકાર ·૬૨૫ આવ્યો. તેને ·૫ વડે ભાગ્યા છેલ્લો ભાગાકાર ૧·૨૫ તે જવાબ

**રીત**—એક ભાગાકાર આવે તેને બીજા ભાજકે ભાગવા. એમ છેવટ સુધી કરવું.

**(૪૭)** ૮૦·૬૪ ÷ ·૦૬ ÷ ·૮૪

**(૪૮)** ·૦૪૩૨ ÷ ·૫ ÷ ·૦૩૬ ÷ ૨૫

**(૪૯)** ૨·૦૦૭૦૪ ÷ ·૨ ÷ ૩·૫ ÷ ·૦૧૭

**(૫૦)** ·૭૯૯૨૮ ÷ ૧૦·૩ ÷ ·૯૭ ÷ ·૦૨૫

---

# પ્રકરણ ૩૫ મું – દશાંશની ચારે રીતો

**રીત—**પ્રથમ ગુણ્યાભાગ્યાનાં ચિહ્નોનો ઉપયોગ કરવો. પછી તેથી બનેલી રકમોમાં વત્તાઓછાનાં ચિહ્નોનો ઉપયોગ કરવો.

ઉ૦ ·૩૬ + ૨·૪૪ – ૧·૦૬ × ·૫ ÷ ૪

= ·૩૬ + ૨·૪૪ – ·૧૩૨૫ | ૧·૦૬ × ·૫ = ·૫૩
·૫૩ ÷ ·૪ = ·૧૩૨૫

| | |
|---|---|
| ·૩૬ | ૨·૮ |
| +૨·૪૪ | – ·૧૩૨૫ |
| ૨·૮૦ | ૨·૬૬૭૫ |

જવાબ ૨·૬૬૭૫

(૧) ૭·૪ – ૨·૯ + ·૨૫ ÷ ·૦૫ × ·૧૩૫

(૨) ·૯૬ × ૨·૫ + ૫·૭ – ·૪ ÷ ·૧૨૫

(૩) ·૫ ÷ ૧·૬ – ·૧૨૫ × ૯·૭૫ ÷ ૨૫

*(૪) (·૨૫ × ·૨૫ – ·૦૫ × ·૦૫) ÷ (·૨૫ + ·૦૫)

*(૫) (·૦૫૯ × ·૦૫૯ – ·૦૪૧ × ·૦૪૧) ÷ (·૦૫૯ – ·૦૪૧)

---

* શિક્ષકે નીચે આપેલી આની ટુંકી રીત તરફ લક્ષ ખેંચવું.

( ·૨૭ × ·૨૭ – ·૧૩ × ·૧૩ ) ÷ ( ·૨૭ + ·૧૩ ) = ·૨૭ – ·૧૩ = ·૧૪ જવાબ

( ·૨૭ × ·૨૭ – ·૧૩ × ·૧૩ ) ÷ ( ·૨૭ – ·૧૩ ) = ·૨૭ + ·૧૩ = ·૪૦ = ·૪ જવાબ

# પ્રકરણ ૩૬ મું–દશાંશ રકમોના ગુ૰ સા૰ અ૰ અને લ૰ સા૰ અવયવી

## પગથીઉં પહેલું—( ગુ૰ સા૰ અવયવ )

ઉ૰ ·૩૫ અને ·૦૨૫ નો ગુ૰ સા૰ અવયવ શોધવો છે.

સરખાં સ્થળ: – ·૩૫૦, ·૦૨૫

૩૫૦ અને ૨૫ નો ગુ૰ સા૰ અવયવ શોધ્યો તો ૨૫ આવ્યો.

```
૨૫) ૩૫૦ (૧૪
    ૨૫
    ---
    ૧૦૦
    ૧૦૦
    ---
    ૦૦૦
```

દશાંશચિહ્ન મૂક્યું. ·૦૨૫

જવાબ ·૦૨૫

**રીત**—પ્રથમ જેનો ગુ૰ સા૰ અવયવ શોધવો હોય તે બધી રકમોનાં દશાંશ-સ્થળ સરખાં કરવાં. પછી દશાંશચિહ્ન નથી એમ સમજી પૂર્ણાંક રકમોની પેઠે ગુ૰ સા૰ અવયવ શોધવો. જે આવે તેના છેદમાં સરખાં દશાંશસ્થળ જેટલાં સ્થળ ગણીને ચિહ્ન મૂકવું.

### ગુ૰ સા૰ અવયવ શોધો.

(૧) ·૪ અને ·૨૪ નો (૨) ·૮૭ અને ·૫૮ નો

(૩) ·૧ અને ·૦૭૫ નો (૪) ·૦૫૬૭ અને ·૦૦૦૮૪ નો

(૫) ·૬, ૩ અને ·૪૫ નો (૬) ૯૪, ૨·૩૫ અને ૪·૭ નો

(૭) ( ·૫૧ + ·૪ ), ( ૨ – ·૭ ) અને ( ૩·૯ × ·૦૮ ) નો

(૮) એવો કયો મોટામાં મોટો દશાંશ અપૂર્ણાંક છે, કે જે ·૨૮૧૩, ·૦૫૮ અને ૨·૦૩ નો નિઃશેષ ભાજક થાય ?

## પગથીઉં બીજું—( લ૰ સા૰ અવયવી )

ઉ૰ ·૧૫, ·૩ અને ૨·૨૫ નો લ૰ સા૰ અવયવી શો ?

·૧૫, ·૩૦, ૨·૨૫ બધી રકમોમાં બબ્બે સ્થળ કર્યાં.

૧૫|~~૧૫~~,૩૦,૨૨૫ દશાંશચિહ્નો કાઢી નાખી રકમો લખી.

  | ૨, ૧૫ પૂર્ણાંક રકમો માફક કરતાં ૪૫૦ આવ્યા.

૧૫ × ૨ × ૧૫=૪૫૦ બે સ્થળ ગણી ચિહ્ન મૂક્યું તો ૪·૫૦ થયા.

૪·૫૦=૪·૫ જ૰. જમણી તરફનું મીંડું કાપી નાખ્યું.

રીત–પ્રથમ દશાંશસ્થળ સરખાં કરવાં. પછી દશાંશચિહ્ન નથી એમ ધારી પૂર્ણાંક રકમોની પેઠે લ૦ સા૦ અવયવી શોધવો. જે આવે તેમાં, સરખાં કરેલાં સ્થળ જેટલાં સ્થળ ગણીને ચિહ્ન મૂકવું

**લ૦ સા૦ અવયવી શોધો.**

(૯) ૧·૬, ૪·૮ અને ૫·૬ નો (૧૦) ·૪૨, ૧·૨૬ અને ૧·૪ નો
(૧૧) ·૫, ·૭૫ અને ૧·૨ નો (૧૨) ૨·૧, ·૨૮ અને ·૦૧૨ નો
(૧૩) ૭·૮૪ અને ૧·૭૫ નો (૧૪) ·૨, ·૩, ·૭૨ અને ·૪૫ નો
(૧૫) ૭, ·૫૨૫, ·૦૨૮ અને ·૮૪ નો નાનામાં નાનો સાધારણ નિઃશેષ ભાજ્ય શો ?

---

## પ્રકરણ ૩૭ મું–સામાન્ય અપૂર્ણાંકનું દશાંશરૂપ

**પગથીઉં પહેલું–(છેદના અવિભાજ્ય અવયવમાં ૨ કે ૫ હોય.)**

$\frac{૨૪૭}{૧૦૦૦}$ ને દશાંશમાં લખવા હોય તો ·૨૪૭ આમ લખાય તે વાત પાછળ આવી ગઈ છે; એટલે જેના છેદમાં ૧૦, ૧૦૦ કે ૧૦૦૦ હોય તેને દશાંશમાં લખી શકાય. તેમ જ જેનો છેદ ૧૦, ૧૦૦ કે ૧૦૦૦ બની શકે તેવો હોય તેને દશાંશમાં લખાય. $\frac{૧}{૨}$ ને તપાસીએ તો તેના છેદમાં ૨ છે, એટલે દશાંશમાં ન લખાય; પણ જો કોઈ પણ રીતે તેનો છેદ ૧૦ બને તો જરૂર દશાંશમાં લખાય. પાછળ આવેલી રીતો ઉપરથી કોઈ રકમનો અમુક છેદ બનાવવો હોય તો બનાવી શકાય છે અને તેમ કરવા માટે છેદ જેટલા ગણો કરવામાં આવે તેટલા જ ગણો અંશ કરવો પડે. આમ હોવાથી $\frac{૧}{૨}$ ને એવું રૂપ આપવું, કે છેદમાં ૧૦ થાય. તેમ કરતાં $\frac{૫}{૧૦}$ થાય. હવે $\frac{૫}{૧૦}$ ને દશાંશમાં લખતાં ·૫ લખાય. આ પરથી ખુલ્લું છે, કે $\frac{૧}{૨}$ નું દશાંશરૂપ ·૫ છે. તે જ પ્રમાણે $\frac{૩}{૪}$ ને દશાંશરૂપ આપવું હોય તો તેનો છેદ ૪ છે તેને બદલે ૧૦ કે ૧૦૦ બનાવવો પડે. ૧૦ તે ૪ નો અવયવી નથી પણ ૧૦૦ તે ૪ નો અવયવી છે; તેથી છેદમાં ૧૦૦ કરતાં

$\frac{૩}{૪} = \frac{૭૫}{૧૦૦}$ થયા. તેનું દશાંશરૂપ ·૭૫ થાય. ભાગાકારની રીતે આ રૂપ નીચે પ્રમાણે લાવી શકાય.

```
૪) ૩·૦૦ ( ·૭૫
   ૨ ૮
   ----
    ૨૦
    ૨૦
   ----
    ૦૦
```

પ્રથમ ૩ ને ૪ વડે ભાગ્યા. ભાગ નથી ચાલતો માટે દશાંશચિહ્ન મૂકી મીડાં ચઢાવ્યાં અને ભાગ ચલાવ્યો. પછી ભાગાકારની પેઠે દશાંશચિહ્ન મૂકયું.

**રીત**—અંશને છેદ વડે ભાગવા. છેવટ ૦ આવે ત્યાંસુધી કરવું. જરૂર પડે તેટલાં મીડાં, દશાંશચિહ્ન મૂકીને ભાજ્ય પર ચઢાવવાં. ભાગાકારમાં, ચઢાવેલાં મીડાં જેટલાં સ્થળ ગણીને ચિહ્ન મૂકવું.

**દશાંશરૂપ આપો.**

(૧) $\frac{૨}{૫}$ (૨) $\frac{૧}{૮}$ (૩) $\frac{૧૭}{૨૫}$ (૪) $\frac{૭}{૮}$

(૫) $\frac{૧૧૯}{૧૨૫}$ (૬) $\frac{૧૩}{૧૬}$ (૭) $\frac{૪૩૫}{૧૬૦}$ (૧૦) $\frac{૫\frac{૫}{૧૪}}{૧\frac{૧}{૪૯}}$

(૮) $૯\frac{૧}{૧૬}$ (૯) $૩\frac{૧}{૯}$ ના $૧\frac{૨}{૭}$ ના $\frac{૧૭}{૨૦}$

**પચથીઉં બીજું–(અમુક સ્થળ લાવવાના)**

ઉ૦ $\frac{૫}{૭}$ ને દશાંશરૂપ આપો. ભાગાકારમાં બે દશાંશસ્થળ લાવવાં.

```
૭) ૫·૦૦ ( ·૭૧
   ૪૯
   ----
    ૧૦
     ૭
   ----
     ૩
```

**રીત**—અંશને છેદ વડે ભાગવા. તેમ કરતાં, પ્રથમ માગેલાં સ્થળ જેટલાં મીડાં ચઢાવી દેવાં. પછી ભાગ ચલાવવો.

જવાબ ·૭૧

(૧૧) $\frac{૭}{૧૬}$ ને દશાંશરૂપ આપો. ભાગાકારમાં ૨ દશાંશસ્થળ લાવવાં.

(૧૨) $\frac{૫}{૧૩}$ ને દશાંશરૂપ આપો. ભાગાકારમાં ૩ દશાંશસ્થળ લાવવાં.

(૧૩) $\frac{૧૪૭}{૧૬૯}$ ને દશાંશરૂપ આપો. ભાગાકારમાં ૪ દશાંશસ્થળ લાવવાં.

(૧૪) $\frac{૨}{૩}$ ના $\frac{૪}{૭}$ ના $૧\frac{૧}{૭}$ ને દશાંશરૂપ આપો. „ ૫ દશાંશસ્થળ લાવવાં.

(૧૫) $\frac{૧\frac{૧}{૨}}{૨\frac{૧}{૪}}$ ને દશાંશરૂપ આપો. ભાગાકારમાં ૩ દશાંશસ્થળ લાવવાં.

---

# પ્રકરણ ૩૮ મું–દશાંશપરિમાણોની કીંમત

## પગથીઉં પહેલું–( માત્ર સાદા )

ઉ૦ ·૧૫ રૂપીઆની કીંમત કાઢો.

| | |
|---|---|
| ·૧૫ રૂ. × ૧૬ | કીંમત કાઢવી એટલે તેમાંથી હલકાં પરિમાણો બનતાં હોય તો બનાવવાં. આમાં પ્રથમ ·૧૫ |
| ૨·૪૦ આ. × ૧૨ | રૂ. ને ૧૬ વડે ગુણી આના બનાવ્યા તો ૨·૪ આના થયા. તેમાંના ·૪ આનાને ૧૨ વડે |
| ૪·૮ પા. | ગુણી પાઈ બનાવી તો ૪·૮ પાઈ થઈ. પા- |

ઇથી નાનું પરિમાણ નથી. માટે જવાબ ૨ આ. ૪·૮ પા.

**રીત** – ભારે પરિમાણના અપૂર્ણાંક ભાગનાં હલકાં પરિમાણો બનાવવાં.

**કીંમત કાઢો.**

(૧) ·૨૫ રૂપીઆની (૨) ·૦૮૭ રૂપીઆની

(૩) ·૧૭ પૌંડની (૪) ·૦૧૨૩ મણની

(૫) ·૦૦૨૮૭ ટનની (૬) ·૪૩૧ દિવસની(કલાક મિનિટમાં)

(૭) ·૫ માઇલ ના ·૭ ની (૮) $\frac{૨·૨૫}{૧·૬}$ તોલાની

## પગથીઉં બીજું–( સરવાળો–બાદબાકી કર્યા પછી થાય તેવા )

**રીત**—સરવાળોબાદબાકી કર્યા પછી પહેલા પગથીઆ પ્રમાણે કરવું.

**કીંમત કાઢો.**

(૯) ·૩ રૂ. + ·૨૫ રૂ. + ·૩૧ રૂ. ની

(૧૦) ·૧૪૭ પૌં. – ૨·૪ પૌં. × ·૦૧ ની

(૧૧) ૨·૪ હંડ્ર. ÷ ·૮ × ૧·૫ + ·૧૭ હંડ્ર. – ·૦૦૯ હંડ્ર. ની

(૧૨) ૮·૧૭ ખાંડી ના ·૫ – ·૨૪ ખાં. × ૯ + ·૫ ખાં. ÷ ·૧૬ ની

---

# પ્રકરણ ૩૯ મું–અમુકના દશાંશમાં આણવાના

## પગથીઉં પહેલું–( ઉમેરવા ન પડે તેવા )

ઉ૦ ૮·૪ પાઇને રૂપીઆના દશાંશનું રૂપ આપો

૧૨) ૮·૪ પા. પ્રથમ પાઇને ૧૨ વડે ભાગી આના કર્યા. પછી
·૭ આ. આનાને ૧૬ વડે ભાગી રૂપીઆ કર્યા.
૧૬) ·૭૦૦૦૦ આ. **રીત**—એક પછી એક ચઢતાં રૂપ આ-
·૦૪૩૭૫ રૂ. જ. પતા જવાં.

## દશાંશમાં આણો.

(૧) ·૩ પાઇને આનાના (૨) ·૨૮ આનાને રૂપીઆના
(૩) ૧·૯૨ મિનિટને કલાકના (૪) ૯·૫ હંડ્રવેટને ટનના
(૫) ૧૮૭·૫ દંડને ગાઉના (૬) ૧૯·૨ પાઇને રૂપીઆના
(૭) ૧૪·૪ મિનિટને દિવસના (૮) ૨૪૭·૨૮ શેરને મણના
(૯) ૯·૨૭ રતીને તોલાના (૧૦) ·૭૧·૪ પાઉંડને ટનના

## પગથીઉં બીજું—( ઉમેરવા પડે તેવા )

ઉ૦ ૫ આના ૪·૨ પાઇને રૂપીઆના દશાંશનું રૂપ આપો.
૧૨) ૪·૨૦ પા. ૧૬) ૫·૩૫૦૦૦૦ આ.
·૩૫ આ. + ૫ = ૫·૩૫ આ. ·૩૩૪૩૭૫ રૂ. જ.

**રીત**—સૌથી નાનાને તેનાથી ભારે પરિમાણનું રૂપ આપી તેમાં તે જાતનું આપેલું પરિમાણ ઉમેરીને તેનું પાછું ચઢતું પરિમાણ બનાવવું.

**ટીપ**—આવા હિસાબ બીજી રીતે ઘણા સરલ બને છે; એટલે કે પ્રથમ તેને વ્યાવહારિક રીતે ચઢતું રૂપ આપી પછી દશાંશરૂપ આપવું. તે રીતે ૪·૨ = $૪\frac{૨}{૧૦} = \frac{૪૨}{૧૦}$ પા. $\frac{૪૨}{૧૦} \times \frac{૧}{૧૨} = \frac{૭}{૨૦}$ આ. $\frac{૭}{૨૦} + ૫ = ૫\frac{૭}{૨૦}$ આ. $= \frac{૧૦૭}{૨૦} \times \frac{૧}{૧૬} = \frac{૧૦૭}{૩૨૦}$ રૂ.

૩૨૦) ૧૦૭·૦૦૦૦૦૦ ( ·૩૩૪૩૭૫ રૂ. જવાબ

(૧૧) ૯ આના ૭·૨ પાઇને રૂપીઆના દશાંશમાં આણો.
(૧૨) ૧૪ મણ ૧૨·૮ શેરને ખાંડીના દશાંશમાં આણો.
(૧૩) ૨ પૌંડ ૫ શિલિંગ ·૬ પેન્સને પૌંડના દશાંશમાં આણો.
(૧૪) ૫ ટન ૩ હંડ્ર. ૩·૨ કવાર્ટરને ટનના દશાંશમાં આણો.
(૧૫) ૮ વરસ ૭ માસ ૧૫ દિવસને વરસના દશાંશમાં આણો.

### પગથીઉં ત્રીજું—( કયો ભાગ છે તે બતાવવાના )

ઉ૦ ૨ મણ ૩·૨ શેર તે ·૫૨ ખાંડીનો કયો દશાંશ છે ?

$\frac{૩૨}{૧૦} \times \frac{૧}{૪૦} = \frac{૨}{૨૫} + ૨ = ૨\frac{૨}{૨૫}$ મ. $= \frac{૫૨}{૨૫} \times \frac{૧}{૨૦} = \frac{૧૩}{૧૨૫}$ ખાં.
$\frac{૧૩}{૧૨૫}$ ખાં. $\div \frac{૫૨}{૧૦૦}$ ખાં. $= \frac{૧૩}{૧૨૫} \times \frac{૧૦૦}{૫૨} = \frac{૧}{૫} = ·૨$ જ.

**રીત**—બંનેનાં એક જ જાતનાં પરિમાણ બનાવ્યા પછી જેનો ભાગ માગ્યો હોય તેણે ભાગવા. ભાગાકાર સાદી સંખ્યા ગણાય.

**(૧૬)** ૨ ગદિ. ૬·૪ વાલ તે ૯·૬ તોલાનો કયો દશાંશ છે ?
**(૧૭)** ૮ પૌં. ૭ શિ. ૬ પેન્સ તે ૬૭ પૌંડનો કયો દશાંશ છે ?
**(૧૮)** ૭ આના ૩·૬ પાઈ તે ૧ રૂ. ૪ આનાનો કયો દશાંશ છે. ?
**(૧૯)** ·૮ રૂ. + ·૬૪ આ. તે ૧·૨૯ રૂ. − ૧·૪૪ આનાનો કયો દશાંશ છે ?
**(૨૦)** ૧૭ શિલિંગ ૬ પેન્સનો કયો દશાંશ ૭ પૌં. ૫ શિ. ૩ પે. થાય ?

---

## પ્રકરણ ૪૦ મું–પુનરાવર્ત દશાંશ

### પગથીઉં પહેલું–( પુનરાવર્તની સમજ )

છોકરાને $\frac{૩}{૪}$ ને દશાંશનું રૂપ આપવાનું કહેતાં અગાઉ શીખી ગયા પ્રમાણે તરત જ કરી લાવશે કે ·૭૫; પછી તેમને $\frac{૭}{૯}$ ને દશાંશનું રૂપ આપવાનું કહીશું તો કરવા માંડશે પણ ભાગ ચાલ્યા જ કરશે ને અંત આવશે જ નહિ. ગમે તેટલી વાર ભાગ ચલાવશે પણ છેવટ વધશે જ, એટલું જ નહિ પણ વારંવાર ૭ આવ્યા જ કરશે. આવે વખતે તે મુંઝાશે ત્યારે તેમનું ધ્યાન ખેંચવું, કે આ હિસાબમાં છેલ્લે મીંડું આવવાનું જ નથી; એટલું જ નહિ પણ વારંવાર એનોએ આંકડો આવ્યા કરશે. આવે વખતે વારંવાર ૭ વડે ભાગ ચલાવવા નહિ, પણ સાત ફરીફરીને આવે છે તે બતાવવા $·\dot{૭}$ આવી રીતે દર્શાવવા. $·\dot{૭}$ નો અર્થ એવો છે, કે ૭ ફરીફરીને આવે છે. $·\dot{૭} = ·૭૭૭૭૭...$અનંત છે. આમાં ૭ ફરીફરીને આવે છે તેથી આવા દશાંશને **પુનરાવર્ત દશાંશ** કહે છે. પુનરાવર્તનો **અર્થ** ( પુનઃ − ફરીને + આવર્ત − આવનાર ) ફરીફરીને આવનાર એવો થાય છે.

·૭̇ આમાં ૭ ઉપર · આવું ચિહ્ન કર્યું છે તે **પુનરાવર્ત ચિહ્ન** કહેવાય છે.

$\frac{૩}{૪}$ ને દશાંશરૂપ આપતાં ·૭૫ આવે છે ને છેલ્લે કંઈ વધતું નથી, તેથી ·૭૫ તે **અંતવાન** ( અંત – છેડો + વાન – વાળા = છેડાવાળા ) **દશાંશ** કહેવાય છે.

$\frac{૫}{૧૬}$, $\frac{૨}{૩}$, $\frac{૫}{૯૯}$ અને $\frac{૬}{૭}$ ને દશાંશરૂપ આપવું હોય અને તે કેવા દશાંશ થાય છે એ કહેવું હોય તો નીચે પ્રમાણે કહી શકાય.

```
૧૬)૫·૦૦૦૦(·૩૧૨૫
   ૪૮       અંતવાન
   --
    ૨૦
    ૧૬
    ---
    ૦૪૦
     ૩૨
     ---
     ૦૮૦
      ૮૦
      --
      ૦૦

૩)૨·૦(·૬̇
   ૧૮ પુનરાવર્ત
   --
    ૨

૯૯)૫·૦૦(·૦̇૫̇
   ૪૯૫ પુનરાવર્ત
   ---
     ૫

૭)૬·૦૦૦૦૦૦(·૮̇૫૭૧૪૨̇
  ૫૬        પુનરાવર્ત
  --
   ૪૦    ૩૦
   ૩૫    ૨૮
   --    --
    ૫૦    ૨૦
    ૪૯    ૧૪
    --    --
     ૧૦    ૬
      ૭
     --
```

**રીત**—દશાંશભાગાકારની રીતે અંશને છેદે ભાગવા. પછી એક વાર ચાલેલો ભાગ ફરીને આવે કે તરત કામ બંધ કરવું અને તેના પર · આવું ચિહ્ન કરવું.

જો બે આંકડા ફરીને આવતા હોય તો બંને પર · · આવાં ચિહ્નો કરવાં; પણ જો બે કરતાં વધારે આંકડા ફરીને આવતા હોય તો પહેલા તથા છેલ્લા પર · · આવાં ચિહ્નો કરવાં.

**પુનરાવર્ત પ્રદેશ**—પુનરાવર્ત ચિહ્નોની અંદરના બધા આંકડા તે પુનરાવર્ત પ્રદેશ કહેવાય છે. ·૭̇ માં ૭; ·૦̇૫̇ માં ૦ ને ૫ અને ·૮̇૫૭૧૪૨̇ માં ૮ થી ૨ સુધીના અંકો પુનરાવર્ત પ્રદેશ કહેવાય.

**નીચેના અપૂર્ણાંકોને દશાંશરૂપ આપો અને કઇ જાતના દશાંશ બને છે તે લખો.**

(૧) $\frac{૧}{૩}$ (૪) $\frac{૩૧}{૯૯}$ (૭) $\frac{૨૯}{૧૨૫}$
(૨) $\frac{૫}{૯}$ (૫) $\frac{૪}{૭}$ (૮) $\frac{૩}{૪}$ ના $\frac{૨}{૧૫}$ (૧૦) $\frac{\frac{૧}{૪}}{\frac{૩}{૪}}$
(૩) $\frac{૧૯}{૯૦}$ (૬) $\frac{૭}{૨૪}$ (૯) $\frac{૨૩}{૧૩૨}$

**પગથીઉં બીજું–( અંતવાન કે પુનરાવર્ત થશે તે છેદ પરથી )**

$\frac{૩}{૮}$, $\frac{૨}{૨૫}$ અને $\frac{૧૧}{૪૦}$ ને દશાંશરૂપ આપતાં અનુક્રમે ·૩૭૫, ·૦૮ અને ·૨૭૫ એવાં રૂપો આવશે. આ અંતવાન દશાંશ છે. આની મૂળ રકમો $\frac{૩}{૮}$, $\frac{૨}{૨૫}$ અને $\frac{૧૧}{૪૦}$ ના છેદ અનુક્રમે ૮, ૨૫ અને ૪૦ છે. તેના અવિભાજ્ય અવયવો પાડતાં ૮ = ૨ × ૨ × ૨; ૨૫ = ૫ × ૫ અને ૪૦ = ૨ × ૨ × ૨ × ૫ થાય છે, આ અવયવોને તપાસતાં જણાય છે, કે તેમાં ૨ કે ૫ સિવાય બીજો કોઈ અંક નથી.

હવે $\frac{૧૪}{૯૯}$, $\frac{૫}{૨૧}$ અને $\frac{૧૧}{૧૨}$ ને દશાંશરૂપ આપતાં અનુક્રમે ·૧̇૪̇; ·૨̇૩૮૦૯૫̇ ; ·૯૧૬̇ આવાં રૂપો આવશે. આ પુનરાવર્ત દશાંશ છે. આની મૂળ રકમો $\frac{૧૪}{૯૯}$, $\frac{૫}{૨૧}$ અને $\frac{૧૧}{૧૨}$ ના છેદ અનુક્રમે ૯૯, ૨૧ અને ૧૨ છે. તેના અવિભાજ્ય અવયવો પાડતાં ૯૯ = ૩ × ૩ × ૧૧; ૨૧ = ૩ × ૭ અને ૧૨ = ૨ × ૨ × ૩ થાય છે. આ અવયવોને તપાસતાં જણાય છે, કે તેમાં ૨ કે ૫ સિવાયના બીજા અંકો પણ છે. આ પરથી એવી રીત નીકળે છે, કે

**રીત**—અંતવાન કે પુનરાવર્ત દશાંશ થશે એ છેદ પરથી જાણવું હોય ત્યારે છેદના અવિભાજ્ય અવયવો પાડવા. એ અવયવોમાં બગડા કે પાંચડા સિવાયનો બીજો અંક ન હોય તો તેને દશાંશરૂપ આપતાં અંતવાન દશાંશ થશે;* પણ જો બગડા કે પાંચડા સિવાયનો બીજો અવયવ હોય તો પુનરાવર્ત દશાંશ થશે.

---

* કારણ કે ૨ અને ૫, દસના અવયવ છે; પણ ૨ અને ૫ સિવાયનો બીજો કોઈ અવિભાજ્ય અંક દસનો અવયવ નથી.

નીચેના અપૂર્ણાંકોને દશાંશરૂપ આપતાં કેવા દશાંશ થશે. તે છેદ પરથી કહો.

ઉ૦ $\frac{૧૭}{૨૦}$ ૨૦ = ૨ × ૨ × ૫; છેદના અવિભાજ્ય અવયવોમાં ૨ કે ૫ સિવાય બીજો કોઈ અવયવ નથી માટે અંતવાન થશે.

ઉ૦ $\frac{૫}{૩૭}$ ૩૭ = ૧ × ૩૭; છેદના અવિભાજ્ય અવયવોમાં બગડા ને પાંચડા સિવાયના અવયવ છે માટે પુનરાવર્ત થશે.

**ટીપ**—સંક્ષેપ રૂપ થતું હોય તો જવાબ દેતા પહેલાં કરી લેવું. જેમકે $\frac{૧૫}{૨૪} = \frac{૫}{૮}$; તેમ જ સંયુક્ત કે મિશ્ર અપૂર્ણાંક હોય તો તેનું સાદું રૂપ કરી લેવું.

**નીચેના અપૂર્ણાંકોને દશાંશ રૂપ આપતાં કેવા દશાંશ થશે તે છેદ પરથી કહો.**

(૧૧) $\frac{૮}{૧૫}$ (૧૪) $\frac{૬૬}{૮૮}$ (૧૭) $\frac{૪}{૯}$ ના $\frac{૫}{૧૪}$

(૧૨) $\frac{૬}{૧૩}$ (૧૫) $\frac{૧૩}{૧૦૦}$ (૧૮) $\frac{૯}{૨૦}$ ના $\frac{૧}{૩}$ ના $\frac{૫}{૭}$ (૨૦) $\frac{\frac{૫}{૭}}{\frac{૯}{૧૪}}$ ના $\frac{૧}{૮}$

(૧૩) $\frac{૧૭}{૮૦}$ (૧૬) $\frac{૪૨}{૧૮૦}$ (૧૯) ૨$\frac{૧}{૨}$ ના $\frac{૫}{૯}$ ના $\frac{૪}{૫}$

**પગથીઉં ત્રીજું–(પુનરાવર્તના પ્રકાર)**

$\frac{૬}{૭}$ ને અને $\frac{૭}{૧૨}$ ને દશાંશરૂપ આપતાં અનુક્રમે $\cdot\dot{૮}૫૭૧૪\dot{૨}$ અને $\cdot૫૮\dot{૩}$ આવે છે. પહેલામાં દશાંશના બધા અંકો પુનરાવર્ત છે પણ બીજામાં થોડા પુનરાવર્ત છે ને થોડા નથી. આમ હોવાથી પહેલાને **શુદ્ધ પુનરાવર્ત** અને બીજાને **મિશ્ર પુનરાવર્ત** કહે છે.

જે પુનરાવર્ત દશાંશના બધા અંકો પુનરાવર્ત હોય તેને શુદ્ધ પુનરાવર્ત કહે છે.

જે પુનરાવર્ત દશાંશના બધા અંકો પુનરાવર્ત ન હોય તેને મિશ્ર પુનરાવર્ત કહે છે.

**નીચેના દશાંશો કેવા પુનરાવર્ત છે તે કહો.**

(૨૧) $\cdot\dot{૭}\dot{૫}$ (૨૪) $\cdot૨૫૭\dot{૪}$ (૨૫) $\cdot\dot{૩}$

(૨૨) $\cdot\dot{૨}૫\dot{૭}$ (૨૬) $\cdot૮૫૭૨\dot{૪}૬૪\dot{૭}$

(૨૩) $\cdot૦\dot{૦}૭૮$ (૨૭) $\cdot\dot{૦}૦૨૫૮૭\dot{૪}$

## પગથીઉં ચોથું-( શુદ્ધ કે મિશ્ર થશે તે છેદ પરથી )

ઉ૦ $\frac{૫}{૭}$ ને દશાંશરૂપ આપતાં ·૭̇૧૪૨૮૫̇ આવું શુદ્ધ પુનરાવર્તનું રૂપ આવે છે; પણ $\frac{૫}{૪૪}$ ને દશાંશરૂપ આપતાં ·૧૧૩̇૬̇ આવું મિશ્ર પુનરાવર્તનું રૂપ થાય છે. હવે બંનેના છેદના અવિભાજ્ય અવયવ પાડીએ તો ૭ ના અવયવ ૧ × ૭ થાય છે અને ૪૪ ના અવયવ ૨×૨×૧૧ થાય છે. આમાં પ્રથમના અવયવમાં બગડો કે પાંચડો નથી, પણ પછીના અવયવોમાં બગડા સાથે બીજા અવયવ છે. આ પરથી એવી રીત નીકળે છે, કે

**રીત** — છેદના અવિભાજ્ય અવયવમાં બગડો કે પાંચડો ન હોય તો શુદ્ધ પુનરાવર્ત થાય. પણ બગડા કે પાંચડા સાથે બીજા અવયવ હોય તો મિશ્ર પુનરાવર્ત થાય.

**ટીપ** — સંક્ષેપ રૂપ થતું હોય તો પ્રથમ કરી લેવું.

**નીચેના અપૂર્ણાંકોને દશાંશરૂપ આપતાં કેવા પુનરાવર્ત થશે તે છેદ તપાસીને કહો.**

(૨૮) $\frac{૮}{૩૫}$ (૩૧) $\frac{૨૪૫}{૧૧૨૫}$ (૩૪) $\frac{૨}{૫}$ ના $\frac{૩}{૪}$ ના $\frac{૮}{૭}$

(૨૯) $\frac{૨૦}{૭૫}$ (૩૨) $\frac{૧૨૭}{૧૮૦૭૯}$ (૩૫) $\frac{૨\frac{૧}{૩}}{૩}$ ના $\frac{૧૫}{૩૭}$

(૩૦) $\frac{૨૩}{૮૭}$ (૩૩) $\frac{૨૫૦}{૬૩૦૦૦}$

## પગથીઉં પાંચમું-( સ્થળ વધારવાં. )

ઉ૦ ·૩ ને એવું રૂપ આપો, કે જવાબમાં પાંચ દશાંસ્થળ થાય. આનો જવાબ ·૩૦૦૦૦ છે. આમાં આપણે જેટલાં સ્થળ ખૂટતાં હતાં તેટલાં મીડાં જમણી તરફ ચઢાવી દીધાં. કેમકે દશાંશ રકમો પર જમણી તરફ મીડાં ચઢાવતાં કીમતમાં ફેર પડતો નથી; પણ જો ·૭̇ ને અને ·૬̇૭̇ ને એવું રૂપ આપવું હોય તો અનુક્રમે ·૭૭૭૭૭··· અને ·૬૭૬૭૬···આમ કરાય, પણ ·૭૦૦૦૦ કે ·૬૭૦૦૦ આમ ન કરાય. એટલે જો પુનરાવર્ત દશાંશનાં સ્થળ વધારવાં હોય તો

**રીત** — જેટલાં સ્થળ કરવાં હોય તેટલાં સ્થળ સુધી, જે આંકડા પુનરાવર્ત હોય તેને ફરીફરીને નોંધવા.

(૩૬) ·૬ ને એવું રૂપ આપો કે જવાબમાં ૭ સ્થળ દેખાય.
(૩૭) ·પં૪ ને એવું રૂપ આપો કે જવાબમાં ૬ સ્થળ દેખાય.
(૩૮) ·૨પં૪૭ ને એવું રૂપ આપો કે જવાબમાં ૫ સ્થળ દેખાય.
(૩૯) ·૨૪૬૮૩ ને એવું રૂપ આપો કે જવાબમાં ૮ સ્થળ દેખાય.
(૪૦) ·૩૪૦૭ને એવું રૂપ આપો કે જવાબમાં ૯ સ્થળ દેખાય.

---

# પ્રકરણ ૪૧ મું–પુનરાવર્તનું સાદું રૂપ

## પગથીઉં પહેલું — (માત્ર શુદ્ધનું)

$\frac{૧૪}{૯૯}$ ને દશાંશરૂપ આપીએ તો ·૧૪ આવું રૂપ થાય છે. એટલે ·૧૪ = $\frac{૧૪}{૯૯}$ છે. ·૧૪ તે શુદ્ધ પુનરાવર્ત દશાંશ છે ને $\frac{૧૪}{૯૯}$ તે સાદા અપૂર્ણાંક છે. આમ હોવાથી શુદ્ધ પુનરાવર્તમાંથી સાદા અપૂર્ણાંક થઈ શકે. હવે ·૧૪ = $\frac{૧૪}{૯૯}$ થાય છે. તેને નિહાળીએ તો ·૧૪ પૈકીના ૧૪ અંશમાં આવે છે અને છેદમાં બે નવડા આવે છે. આ પરથી નીચેની રીત નીકળે છે.

**રીત**— પુનરાવર્ત દશાંશને સાદા અપૂર્ણાંકમાં દર્શાવવા હોય ત્યારે પુનરાવર્ત દશાંશની રકમ અંશમાં લખવી અને જેટલાં દશાંશ-સ્થળો હોય તેટલા નવડા છેદમાં લખવા. પછી સંક્ષેપ રૂપ થતું હોય તો કરવું. સાથે પૂર્ણાંક હોય તો મિશ્રસંખ્યાની માફક નોંધવા.

·પં૧૭પં ને સાદા અપૂર્ણાંકમાં દર્શાવતાં $\frac{૫૧૭૫}{૯૯૯૯} = \frac{૫૭૫}{૧૧૧૧}$ થાય.

**સાદા અપૂર્ણાંકનું રૂપ આપો.**

(૧) ·૩ (૨) ·પં૪ (૩) ·૨૨૬ (૪) ·૦૦૬૨પં (૫) ૨·૯૦૦૯

## પગથીઉં બીજું—(મિશ્રનું)

$\frac{૧૩}{૯૦}$ ને દશાંશરૂપ આપીએ તો ·૧૪ આવું રૂપ થાય છે; એટલે ·૧૪ = $\frac{૧૩}{૯૦}$ છે. ·૧૪ મિશ્ર પુનરાવર્ત છે અને $\frac{૧૩}{૯૦}$ સાદા અપૂર્ણાંક

છે. આમ હોવાથી મિશ્ર પુનરાવર્તમાંથી સાદા અપૂર્ણાંક થઈ શકે છે. હવે $\cdot ૧\dot{૪} = \frac{૧૩}{૯૦}$ થાય છે. તેને નિહાળીએ તો ૧૪–૧ = ૧૩ અંશ થાય છે અને એક આંકડો પુનરાવર્ત ને એક પુનરાવર્ત વગરનો હોવાથી છેદમાં ૧ નવડો ને ૧ મીડું આવે છે. તેમ જ

$\cdot ૨\dot{૭} = \frac{૨૫}{૯૦} = \frac{૫}{૧૮}$; $\cdot ૪\dot{૫}\dot{૭} = \frac{૪૫૩}{૯૯૦} = \frac{૧૫૧}{૩૩૦}$;

$\cdot ૨૬\dot{૮} = \frac{૨૪૨}{૯૦૦} = \frac{૧૨૧}{૪૫૦}$; $૩\cdot ૦૦૦\dot{૮} = ૩\frac{૮}{૯૦૦૦} = ૩\frac{૧}{૧૧૨૫}$

**રીત** — દશાંશ અંકોથી થતી રકમમાંથી પુનરાવર્ત સિવાયના અંકોથી થતી સંખ્યા બાદ કરી બાદબાકી અંશમાં લખવી. પછી છેદમાં પુનરાવર્ત અંકો જેટલા નવડા અને તે પર પુનરાવર્ત વગરના અંકો જેટલાં મીડાં મૂકવાં. પછી સંક્ષેપ રૂપ કરી જવાબ નોંધવો.

**સાદા અપૂર્ણાંકનું રૂપ આપો.**

(૬) $\cdot ૧\dot{૭}$ (૮) $\cdot ૨૪\dot{૭}\dot{૮}$ (૧૦) $૪૨\cdot ૨૫૭\dot{૬}$

(૭) $\cdot ૨\dot{૫}\dot{૭}$ (૯) $૨\cdot ૦૦\dot{૬}$ (૧૧) $\cdot ૦૦\dot{૪}૨૮૫૭\dot{૧}$

## પગથીઉં ત્રીજું — (અંકોની કીંમત—શુદ્ધના)

·૧૪ આના દરેક અંકની કીંમત લખતાં ·૧ ને ·૦૪ આમ લખાય, પણ $\cdot \dot{૧}\dot{૪} = \frac{૧૪}{૯૯}$ છે. તેમાં પ્રથમના ૧ ની કીંમત ૧૦ છે. તેથી $\cdot \dot{૧}\dot{૪}$ ના દરેક અંકની કીંમત $\frac{૧૦}{૯૯}$ ને $\frac{૪}{૯૯}$ એમ થાય છે.

**રીત** — શુદ્ધ પુનરાવર્તના દરેક અંકની કીંમત નોંધતાં, દશાંશ-ચિહ્ન ન હોય તેમ ધારી, દરેક સ્થાનના અંકની જે કીંમત થાય તે સંખ્યા અંશમાં લખી છેદમાં દશાંશસ્થળ જેટલા નવડા મૂકવા.

આ રીતે $\cdot \dot{૫}૪૭\dot{૨}$ ના દરેક અંકની કીંમત નીચે પ્રમાણે થાય.

$\frac{૫૦૦૦}{૯૯૯૯}$, $\frac{૪૦૦}{૯૯૯૯}$, $\frac{૭૦}{૯૯૯૯}$, $\frac{૨}{૯૯૯૯}$

**ટીપ** – પૂર્ણાંક અંકોની કીંમત પૂર્ણાંકના નિયમ પ્રમાણે નોંધાય.

**દરેક અંકની કીંમત નોંધો.**

(૧૨) $\cdot \dot{૨}૪\dot{૬}$ (૧૪) $\cdot \dot{૦}૦૫૦\dot{૭}$

(૧૩) $\cdot \dot{૪}૬૭\dot{૮}$ (૧૫) $૧૨\cdot \dot{૮}૦\dot{૭}$

### પગથીઉં ચોથું—( અંકોની કીંમત—મિશ્રના )

·૧̇૭̇ = $\frac{૧૭}{૯૯}$ છે; તેથી દરેક અંકની કીંમત નોંધતાં $\frac{૧૦}{૯૯}$ ને $\frac{૭}{૯૯}$ એમ નોંધાય; પણ ·૧૭̇ = $\frac{૧૬}{૯૦}$ છે; તેથી તેના દરેક અંકની કીંમત નોંધતાં કીંમતનો સરવાળો $\frac{૧૬}{૯૦}$ થવો જોઇએ. $\frac{૧૬}{૯૦}$ ના બે ભાગ, $\frac{૯}{૯૦}$ ને $\frac{૭}{૯૦}$ એવા પડે તો $\frac{૧૬}{૯૦}$ થાય. $\frac{૯}{૯૦}$ = $\frac{૧}{૧૦}$ છે; તેથી પહેલા અંકની કીંમત $\frac{૧}{૧૦}$ = ·૧ છે, અને બીજાની $\frac{૭}{૯૦}$ છે.

**રીત**—પુનરાવર્ત સિવાયના અંકોની કીંમત, અંતવાન દશાંશના આંકડાની કીંમત નોંધાય છે, તેમ નોંધાવી. પછી પુનરાવર્ત અંકોની કીંમત નોંધતાં દરેક અંકોની કીંમત તેના સ્થાન પ્રમાણે થાય તે અંશમાં નોંધી સમસ્ત છેદ, છેદમાં નોંધવો.

·૨૪૭̇૫૮̇ ના દરેક અંકોની કીંમત ઉપરની રીતે નીચે પ્રમાણે નોંધાય.

·૨, ·૦૪, $\frac{૭૦૦}{૯૯૯૦૦૦}$, $\frac{૫૦}{૯૯૯૦૦૦}$, $\frac{૮}{૯૯૯૦૦}$

**દરેક અંકની કીંમત નોંધો.**

(૧૬) ·૧૫̇૩̇ (૧૭) ·૨̇૪̇૭̇ (૧૮) · ૪૬̇૮̇

(૧૯) ·૩̇૫̇૬૭̇ (૨૦) ૪૨૫·૨૩૮૫̇૭૬૨૪̇

---

## પ્રકરણ ૪૨ મું–પુનરાવર્ત દશાંશ–ચારે રીત

### પગથીઉં પહેલું—( સામાન્ય રીત )

### ( સરવાળા, બાદબાકી, ગુણાકાર ને ભાગાકાર )

**રીત** — સાદા અપૂર્ણાકનું રૂપ આપી, તેની રીતે સરવાળો, બાદબાકી, ગુણાકાર કે ભાગાકાર જે કહ્યું હોય તે કરવું. જવાબને દશાંશરૂપ આપતાં સહેલાઇથી અંતવાન કે પુનરાવર્ત રૂપ ન આવતું હોય તો અમુક દશાંશસ્થળ કાઢી અટકી જવું.

ઉ૦ ·૫̇ + ·૧૭̇ ·૧૭̇ = $\frac{૧૬}{૯૦}$ = $\frac{૮}{૪૫}$

= $\frac{૫}{૯}$ + $\frac{૮}{૪૫}$ = $\frac{૨૫+૮}{૪૫}$ = $\frac{૩૩}{૪૫}$ = $\frac{૧૧}{૧૫}$ = ·૭૩̇ જ.

ઉ૦ $\cdot ૪\dot{૬} - \cdot ૪૧\dot{૬}$ $\quad \cdot ૪\dot{૬} = \frac{૪૨}{૯૦} = \frac{૭}{૧૫}$ $\quad \cdot ૪૧\dot{૬} = \frac{૩૭૫}{૯૦૦} = \frac{૫}{૧૨}$

$\frac{૭}{૧૫} - \frac{૫}{૧૨} = \frac{૨૮-૨૫}{૬૦} = \frac{૩}{૬૦} = \frac{૧}{૨૦} = \cdot ૦૫$ જ.

ઉ૦ $\cdot \dot{૦}૭\dot{૪} \times \cdot \dot{૮}\dot{૧}$ $\quad \cdot \dot{૦}૭\dot{૪} = \frac{૭૪}{૯૯૯} = \frac{૨}{૨૭}$ $\quad | \; \frac{૮૧}{૯૯} = \frac{૯}{૧૧}$

$= \frac{૨}{૨૭} \times \frac{૯}{૧૧} = \frac{૨}{૩૩} = \cdot \dot{૦}\dot{૬}$ જ.

ઉ૦ $\cdot \dot{૩}૮૦૯૫\dot{૨} \div \cdot \dot{૭}૧૪૨૮\dot{૫}$ $\quad \cdot \dot{૩}૮૦૯૫\dot{૨} = \frac{૩૮૦૯૫૨}{૯૯૯૯૯૯} = \frac{૮}{૨૧}$

$= \frac{૮}{૨૧} \div \frac{૫}{૭} = \frac{૮}{૨૧} \times \frac{૭}{૫} = \frac{૮}{૧૫} = \cdot ૫\dot{૩}$ જ. $\quad \cdot \dot{૭}૧૪૨૮\dot{૫} = \frac{૭૧૪૨૮૫}{૯૯૯૯૯૯} = \frac{૫}{૭}$

## સાદું રૂપ આપો.

(૧) $\cdot \dot{૬} + \cdot \dot{૨}$

(૨) $\cdot \dot{૫}\dot{૪} + \cdot \dot{૩}\dot{૧}$

(૩) $\cdot ૮\dot{૩} + \cdot \dot{૭}$

(૪) $\cdot ૧\dot{૬} + \cdot ૦૨\dot{૭}$

(૫) $\cdot \dot{૩}\dot{૬} - \cdot \dot{૩}$

(૬) $\cdot ૦૮\dot{૩} - \cdot ૦\dot{૬}$

(૭) $\cdot ૯\dot{૩} - \cdot ૪૧\dot{૬}$

(૮) $૧ \cdot \dot{૨}\dot{૬} - \cdot \dot{૦}\dot{૯}$

(૯) $\cdot \dot{૨}\dot{૭} \times \cdot ૪\dot{૬}$

(૧૦) $\cdot ૪૧\dot{૬} \times \cdot \dot{૬}\dot{૩}$

(૧૧) $\cdot ૩\dot{૮} \div \cdot \dot{૫}$

(૧૨) $\cdot \dot{૦}૭\dot{૪} \div \cdot ૦\dot{૨}$

(૧૩) $\cdot \dot{૩} + \cdot ૧\dot{૩} + \cdot ૦\dot{૩} + \cdot ૦૧\dot{૬}$

(૧૪) $\cdot \dot{૭}૧૪૨૮\dot{૫} + \cdot \dot{૪}૭૬૧૯\dot{૦}$

(૧૫) $\cdot \dot{૭}\dot{૨} + ૨ \cdot ૭\dot{૩} + \cdot ૦\dot{૩}\dot{૬}$

(૧૬) $૩ \cdot ૬\dot{૧} - \cdot ૫૮\dot{૩} - \cdot ૩૦\dot{૫}$

(૧૭) $\cdot \dot{૬}૧૫૩૮\dot{૪} - \cdot ૦\dot{૩}૮૪૬૧\dot{૫}$

(૧૮) $૧ \cdot ૮ - \cdot ૮\dot{૩} - \cdot ૦\dot{૫} - \cdot ૦\dot{૧}૮\dot{૫}$

(૧૯) $\cdot \dot{૧}\dot{૪} \times \cdot ૯૧\dot{૬} \times \cdot \dot{૮}૫૭૧૪\dot{૨}$

(૨૦) $\cdot \dot{૦}૭૩૧\dot{૭} \times \cdot ૮૫૪૧\dot{૬} \times \cdot \dot{૮}$

(૨૧) $\cdot \dot{૪} \times \cdot \dot{૬}૯૨૩૦\dot{૭} \times \cdot ૧૩ \times \cdot \dot{૫}\dot{૪}$

(૨૨) $\cdot ૦\dot{૩} \div ૧ \cdot ૪૬ \div \cdot ૧\dot{૩}\dot{૬} \div \cdot \dot{૩}$

(૨૩) $\cdot \dot{૫}૭૧૪૨\dot{૮} \div \cdot ૬\dot{૪}૨૮૫૭\dot{૧} \div \cdot ૨\dot{૭}$

(૨૪) $\cdot ૫\dot{૩} \div \cdot \dot{૨}\dot{૪} \div ૩ \cdot ૩ \div \cdot ૨\dot{૭}$

## પગથીઉં બીજું – (સરવાળા અને બાદબાકી—દશાંશરીત)

ઉ૦ $\cdot \dot{૪} + ૧ \cdot \dot{૧}\dot{૩}$ $\quad | \quad$ ઉ૦ $\cdot \dot{૨}૫\dot{૭} + \cdot \dot{૮}\dot{૪}$

આ બંને ઉદાહરણો જો સાદા અપૂર્ણાંકનું રૂપ આપીને કરીએ તો નીચે પ્રમાણે થાય.

$\frac{૪}{૯} + \frac{૧૧૨}{૯૯} = \frac{૪૪+૧૧૨}{૯૯} = \frac{૧૫૬}{૯૯} = ૧ \frac{૫૭}{૯૯} = ૧ \cdot \dot{૫}\dot{૭}$ જ.

$\frac{૨૫૭}{૯૯૯} + \frac{૮૪}{૯૯} = \frac{૨૮૨૭+૯૩૨૪}{૧૦૯૮૯} = \frac{૧૨૧૫૧}{૧૦૯૮૯} = ૧ \cdot \dot{૧}૦૫૭૪\dot{૨}$ જ.

ઉપરના જવાબ દશાંશ રીતે નીચે પ્રમાણે કાઢી શકાય, અને એ રીતે કરતાં ઘણા સરલ પડે છે.

| | |
|---|---|
| ·૪૪ ૪૪ | ·૨૫૭૨૫૭ ૨૫૭ |
| ૧·૧૩ ૧૩ | ·૮૪૮૪૮૪ ૮૪૮ |
| ૧·૫૭ ~~૫૭~~ | ૧·૧૦૫૭૪૨ ~~૧૦૫~~ |
| જ. ૧·૫ં૭ં | જ. ૧·૧ં૦૫૭૪૨ં |

આ બે હિસાબો તપાસો. તેની રકમો, અંતવાન દશાંશના સરવાળાની માફક દશાંશચિહ્નો એક હારમાં આવે તેમ ગોઠવેલી છે; પણ આંકડા પુનરાવર્ત હોવાથી કેટલીક વાર તેના તે અંકો ફરીફરીને લખેલા છે, અને પછી દશાંશ સરવાળાની માફક સરવાળો કરેલો છે. એ સરવાળો તપાસતાં જણાય છે, કે પહેલા સરવાળામાં બે આંકડા પુનરાવર્ત થાય છે અને બીજામાં ૭ થાય છે. હવે મૂળ હિસાબો પૈકી પહેલાની રકમોમાં અનુક્રમે ૧ અને ૨ પુનરાવર્ત અંકો છે, પણ બીજામાં ૩ અને ૨ છે. આ પરથી એવો નિયમ માલમ પડે છે, કે મૂળમાં જેટલા આંકડા પુનરાવર્ત હોય તેના લ૦ સા૦ અવયવી જેટલા અંકો જવાબમાં પુનરાવર્ત થાય.

**રીત** – રકમોના પુનરાવર્ત આંકડાની સંખ્યાનો લ૦ સા૦ અવયવી શોધવો. તે આવે એ ઉપરાંત બે કે ત્રણ વધારે એટલા આંકડા દરેક રકમના બને તેમ રકમો, દશાંશચિહ્ન એક હારમાં મૂકીને ગોઠવવી. પછી અંતવાન દશાંશના સરવાળાની માફક સરવાળો કરવો. સરવાળો કર્યા પછી વધારાના અંકો કાપી નાખી જવાબ માંડવો. જવાબમાં લ૦ સા૦ અ૦ જેટલા અંકો પુનરાવર્ત થશે.

**ટીપ** — બાદબાકી વખતે બધું સરવાળા પ્રમાણે કરવું. ફેર ફક્ત એટલો જ કે સરવાળાને બદલે બાદબાકી કરવી.

ઉ૦ ·૫ં + ·૭ં૩ં + ·૧ં૦૦૩ં

·૫૫૫૫ ૫૫૫
·૭૩૭૩ ૭૩૭
·૧૦૦૩ ૧૦૦
―――――――
૧·૩૯૩૨ ~~૩૯૨~~
જ. ૧·૩̇૯૩૨̇

પહેલી રકમમાં ૧, બીજીમાં ૨ અને ત્રીજીમાં ૪ પુનરાવર્ત દશાંશ છે. તેનો લ૦ સા૦ અ૦ કરતાં ૪ થાય અને ૩ વધારે એટલે દરેકમાં ૭ સ્થળો બનાવી રકમો નોંધી. સરવાળો કરતાં ૧·૩૯૩૨૩૯૨ આવ્યો. તેમાંથી વધારાના છેલ્લા ત્રણ કાપી નાખી જવાબ માંડયો ને પુનરાવર્ત ચિહ્નો મૂકયાં. સરવાળા તરફ પણ નજર કરતાં જણાય છે, કે ·૩૯૩૨ પુનરાવર્ત છે.

ઉ૦ ·૩̇૫૭̇ − ·૨̇૪̇

·૩૫૭૩૫૭૩૫
·૨૪૨૪૨૪૨૪
―――――――
·૧૧૪૯૩૩~~૧૧~~
જ. ·૧̇૧૪૯૩૩̇

આમાં અધિકાંકમાં પુનરાવર્તના ૩ ને ન્યૂનાંકમાં ૨ અંકો છે. તેનો લ૦ સા૦ અ૦ ૬ થાય. તેથી ૬+૨ વધારાનાં એમ ૮ સ્થળ સુધી રકમો લઈ બાદબાકી કરી. જવાબ માંડતાં વધારાનાં સ્થળ કાપી નાખ્યાં.

(૨૫) ·૪̇ + ·૨̇૪૭̇
(૨૬) ·૧̇૫̇ + ·૪̇૨̇
(૨૭) ૨·૩̇૬̇ − ૧·૬̇૭̇
(૨૮) ૩૭·૧̇ − ૮̇૪૯̇
(૨૯) ·૩̇૪̇ + ૨·૭̇ + ·૧̇૪૧̇
(૩૦) ·૪̇૨૬૫૭̇ + ·૩̇૬̇ + ૧·૭̇
(૩૧) ·૪̇૬૩̇ − ·૩̇૯૫૭૬૨̇
(૩૨) ૧·૨̇૪૧̇ − ·૬̇૪૭૯̇

**ટીપ**—જો રકમોમાં કોઈ મિશ્ર પુનરાવર્ત કે અંતવાન દશાંશ હોય તો બધી રકમો પૈકી જેનાં અંતવાન સ્થળ વધારેમાં વધારે હોય તેટલાં અંતવાન સ્થળ જવાબમાં પણ આવે. એટલે એવે વખતે રકમો નોંધતાં તેટલાં વધારે સ્થળ દરેક રકમમાં નોંધવાં જોઇએ.

ઉ૦ ૨·૧૭̇ + ·૬૪૫̇૧૩̇ + ·૦૧૬૫̇૯̇

૨·૧૭૭૭૭૭૭૭૭૭૭૭
·૬૪૫૧૩૫૧૩૫૧૩૫
·૦૧૬૫૯૫૯૫૯૫૯૫
―――――――
૨·૮૩૯૫૦૮૮૭૨~~૫૦૭~~
જ. ૨·૮૩૯૫̇૦૮૮૭૨̇

આ હિસાબમાં પહેલીમાં ૧, બીજીમાં ૨ અને ત્રીજીમાં ૩ અંતવાન અંકો છે. તેથી જવાબમાં વધારેમાં વધારે ૩ અંતવાન સ્થળ + ૬ પુનરાવર્ત સ્થળ + ૩ વધારાનાં. એમ ૧૨ સ્થળ બધીમાં બનાવી સરવાળો કર્યો. સરવાળામાંથી વધારાનાં ૩ કાપી નાખી જવાબ માંડયો. જવાબમાં પહેલા ત્રણ અંતવાન ને છેલ્લા ૭ પુનરાવર્ત થાય છે.

**ટીપ**—રકમો પૈકી કોઈ અંતવાન દશાંશ હોય તો તેને અંતવાન દશાંશ પ્રમાણે નોંધવી.

(૩૩) ·૧૪૩̇ + ·૨૫૦૭̇૮̇ (૩૬) ·૬̇૩̇ + ·૪̇૨૭̇ + ·૫૯૭૧̇

(૩૪) ·૯૬̇૭̇ + ·૭૬૫̇૯૭̇ (૩૭) ·૫૯̇૧૪૭૬૭̇ – ·૧૦૯̇૩̇ – ·૦૩̇

(૩૫) ·૮૫૮ – ·૪૭̇૫૯૧̇ (૩૮) ·૫ + ·૧૫૯૩̇૬̇ + ·૦̇૦૧̇

**પગથીઉં ત્રીજું—( સરવાળાબાદબાકી–અમુક સ્થળ લાવવાના )**

ઉ૦ ·૮̇૭૫૬૭̇ + ·૨̇૪૭̇ + ·૧̇૪૯૭̇ જવાબમાં ૫ દશાંશસ્થળ લાવવાં.

·૮૭૫૬૭૮૭ આમાં પહેલીમાં ૫, બીજીમાં ૩ અને ત્રીજીમાં
·૨૪૭૨૪૭૨ ૪ પુનરાવર્તના અંકો છે. તેથી નિયમ પ્રમાણે તેનો
·૧૪૯૭૧૪૯ લઘુતમ સા૦ અ૦ જે ૬૦, તેટલા અંકો પુનરાવર્ત
૧·૨૭૨૬૪~~૦૮~~ થાય. આમ હોવાથી દરેક રકમમાં ૬૩ આંકડા
જ·૧·૨૭૨૬૪ નોંધવા પડે અને તે ઘણું લાંબું થાય; તેથી બાજુ પર કહેવામાં આવ્યું છે, કે પુનરાવર્ત થાય ત્યાંસુધી નહિ કરતાં જવાબમાં માત્ર ૫ સ્થળો આવે ત્યાંસુધી કરવો. એ પાંચ સ્થળ ખરાં લાવવા માટે આપણે દરેક રકમને ૫ + ૨ વધારાનાં, એમ ૭ સ્થળ લઇને નોંધી. પછી નિયમસર સરવાળો કરી વધારાનાં ૨ સ્થળ કાપી નાખી જવાબ નોંધ્યો.

**ટીપ**—આમ કરતાં આંકડા ઘટતા હોય તો ચઢાવીને પુરા કરવા ને વધતા હોય તો છોડી દેવા.

| | | | | |
|---|---|---|---|---|
| (૩૯) ·૧̇૪૨૮૫૭̇ + ·૦̇૨૪૩૯̇ | જવાબમાં | ૫ | દ.સ્થ. | લાવવાં. |
| (૪૦) ·૦̇૩૭̇ – ·૦̇૦૮૫૭૯૩̇ | ,, | ૭ | ,, | ,, |
| (૪૧) ·૪̇ + ૨૬૩ + ·૧̇૨૮̇ + ·૪̇૬૮૭૫̇ | ,, | ૬ | ,, | ,, |
| (૪૨) ·૭̇૫̇ – ·૬̇૭૮૫૯૭૬૪૫૮૧̇ | ,, | ૫ | ,, | ,, |
| (૪૩) ·૨૪૯̇૭̇ + ·૭̇ + ·૨̇ – ·૬૮̇૭૫૪૩̇ | ,, | ૪ | ,, | ,, |
| (૪૪) ·૫̇૫૨૬૭૬૫̇ – ·૨̇૮૯૪̇ + ૩·૨ | ,, | ૩ | ,, | ,, |
| (૪૫) ·૯૪૧̇૭̇ – ·૭૮̇૫૪૩૨̇ – ·૦૬̇૯૭̇ | ,, | ૮ | ,, | ,, |

## પગથીઉં ચૌદમું — (બધાં ચિહ્નોનો ઉપયોગ)

ઉ૦ ·૫̇ ના ·૧૬̇ × ·૨̇ − ·૭̇ ÷ ·૧૫̇ × ૧·૮̇ + ૧૦·૧̇ ને સાદું રૂપ આપો.

$= \frac{૫}{૯}$ ના $\frac{૧૫}{૯૦} \times \frac{૨}{૯} - \frac{૭}{૯} \div \frac{૧૪}{૯૦} \times \frac{૧૭}{૯} + \frac{૯૧}{૯}$ $\qquad \frac{૫}{૯} \times \frac{૧૫}{૯૦} = \frac{૫}{૫૪}$

$= \frac{૫}{૫૪} \times \frac{૨}{૯} - \frac{૭}{૯} \div \frac{૧૪}{૯૦} \times \frac{૧૭}{૯} + \frac{૯૧}{૯}$ $\qquad \frac{૫}{૫૪} \times \frac{૨}{૯} = \frac{૫}{૨૪૩}$ $\qquad \frac{૭}{૯} \times \frac{૯૦}{૧૪} \times \frac{૧૭}{૯} = \frac{૮૫}{૯}$

$= \frac{૫}{૨૪૩} - \frac{૮૫}{૯} + \frac{૯૧}{૯} = \frac{૫ - ૨૨૯૫ + ૨૪૫૭}{૨૪૩} = \frac{૧૬૭}{૨૪૩} =$ ·૬૮૭૨૪…જવાબ

**રીત**—દરેકને સાદા અપૂર્ણાંકનું રૂપ આપી તેની રીતે ક્રમસર ચિહ્નો છોડવાં. જવાબને દશાંશનું રૂપ આપતાં સહેલાઇથી પુનરાવર્ત ન આવે તો પાચેક સ્થળ સુધી જવાબ કાઢી બાકીનો ભાગ છોડી દેવો.

(૪૬) ·૩̇૭̇ ÷ ·૨૪̇ × ·૨̇૪૨̇ − ·૩̇ + ·૭૨̇ ના ૧·૧̇૫૩૮૪૬̇

(૪૭) ·૬̇ ના ·૬ − ·૪૬̇ ÷ ૧·૧૩૮̇ × ·૪૧ ના ·૫̇ + ·૯૧૬̇

(૪૮) ૪·૩̇ − [ ·૧૬̇ − {·૦૮૩̇ − (·૦૪૧૬̇ − ·૦૨૦૮૩̇)} ] ÷ ·૦̇૨૭̇

(૪૯) $\frac{·૫̇ \text{ ના } ·૪̇}{·૮̇ + ·૧̇૨̇} - \frac{·૦૪̇ - ·૦૦૫̇}{·૩̇૫̇} + \frac{·૯૩̇}{·૪̇૨̇} - ( ·૦૧̇ + ·૮̇ )$

(૫૦) ·૨̇૪̇ રૂ. ના ·૬૬ + ·૮̇૦૦̇ આ. ÷ ·૦̇૫૪̇ − ·૧૯̇૩̇ પા. ÷ ·૦૨̇૪̇

(૫૧) ·૪̇ પૈં. × ·૧̇૫̇ ÷ ·૬̇૪̇ + ૨·૫ શિ. ÷ ·૨૭̇ × ·૧̇૬̇

(૫૨) ·૮̇ ટન ના ·૯ × ·૨̇૫૯̇ ÷ ·૦૩̇ − ૨ ટન ૧૯ હં. × ·૩̇૭૦̇ ÷ ૫·૯̇૬̇

(૫૩) એક ગામમાં अ નો ભાગ ·૭̇૨̇ છે અને ब નો ભાગ अ ના ભાગનો ·૩̇ છે, તો બંનેના ભાગનો સરવાળો શો ?

(૫૪) $\frac{૪}{૭}$ અને ·૪̇૨૮૫૭૧̇ ની બાદબાકીમાંથી શું બાદ કરીએ, તો ·૦̇૪૭૬૧૯̇ આવે ?

(૫૫) એક સોનાના સિક્કામાં ·૦૮૩̇ ભાગ તાંબું મેળવેલું છે, તો તેવા ૧૮૦ સિક્કામાંથી તાંબા વગરના કેટલા સિક્કા થાય ?

---

# પ્રકરણ ૪૩ મું – ચક્રવૃદ્ધિ વ્યાજ

## પગથીઉં પહેલું – ( ત્રિરાશિની રીતે )

૫ ટકા પ્રમાણે ૪૦૦ રૂપીઆનું ૨ વરસનું વ્યાજ કાઢીએ તો

૧૦૦ રૂ. નું ૧ વરસનું વ્યાજ ૫ રૂ.
૪૦૦ ,, ૧ ,, ,, ૨૦ રૂ.
૪૦૦ ,, ૨ ,, ,, ૪૦ રૂ.

અગાઉ આવી ગયા પ્રમાણે બાજુમાં દર્શાવેલી રીતે ૪૦ રૂ. થાય. હવે આ હિસાબ બીજી રીતે આમ પૂછેલો હોય, કે દર વરસે વ્યાજ, મુદ્દલમાં ઉમેરતા જઇએ એવી રીતે ૫ ટકા પ્રમાણે ૪૦૦ રૂ નું ૨ વરસનું વ્યાજ શું ? તો

૧૦૦ રૂ. નું ૧ વરસનું વ્યાજ ૫ રૂ.
૪૦૦ ,, ૧ ,, ,, ૨૦ રૂ.
૪૦૦ + ૨૦ = ૪૨૦ બીજા વરસનું મુદ્દલ
૧૦૦ રૂ. નું ૧ વરસનું વ્યાજ ૫ રૂ.
૪૨૦ ,, ૧ ,, વ્યાજ ૨૧ રૂ.
૨૦ + ૨૧ = ૪૧ રૂ. જવાબ

બાજુમાં દર્શાવેલી રીતે થાય. પ્રથમ પહેલા વરસનું વ્યાજ કાઢયું તો ૨૦ રૂ. થયું. તે ૪૦૦ રૂ. મુદ્દલમાં ઉમેરતાં ૪૨૦ રૂ. વ્યાજમુદ્દલ થયું. બીજા વરસનું વ્યાજ, ૪૨૦ રૂ. નું ગણવું જોઇએ. તેનું વ્યાજ ૨૧ રૂ. થયું, એટલે બંને વરસનું વ્યાજ ૨૦ + ૨૧ = ૪૧ રૂ.

આ રીતે ૪૧ રૂ. વ્યાજ થાય છે, પણ પહેલી રીતે ૪૦ રૂ. થાય છે. બંને રીતમાં દર, મુદ્દલ ને મુદત એ બધું સરખું જ છે પણ ગણવાની રીતમાં ફેર છે. પહેલી રીતે માત્ર મુદ્દલનું જ વ્યાજ ગણાય છે. જ્યારે બીજી રીતે વ્યાજનું પણ વ્યાજ ગણાય છે. વ્યાજનું પણ વ્યાજ ગણવાથી વધારે વ્યાજ આવે છે. આ પરથી **પહેલી રીતે ગણેલું તે સાદું, સૂંઠ કે સળંગ** અને **બીજી રીતે ગણેલું તે ચઢતું કે ચક્રવૃદ્ધિ વ્યાજ** કહેવાય છે. ( ચક્ર – પૈડું + વૃદ્ધિ – વધવું તે = પૈડાની માફક આગળ ને આગળ વધતું. ) ચક્રવૃદ્ધિ વ્યાજ, પહેલા કરતાં બીજે વરસે અને બીજા કરતાં ત્રીજે વરસે વધારે થાય છે તેથી આ નામ પડયું છે.

ઉ૦ ૪ ટકા લેખે ૩૧૨૫ રૂ. નું ૨ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજ શું ?
૧૦૦ રૂ.મુ. : ૩૧૨૫ રૂ.મુ. : : ૪. રૂ.વ્યા. : (૧૨૫ રૂ વ્યા.) પહેલે વરસે.
૩૧૨૫ + ૧૨૫ = ૩૨૫૦ રૂ. પહેલા વરસનું વ્યા. મુ. તે બીજાનું મુદ્દલ.
૧૦૦ રૂ.મુ. : ૩૨૫૦ રૂ.મુ. : : ૪ રૂ. વ્યા. : (૧૩૦ રૂ. વ્યા.) બીજે વરસે
૩૨૫૦ + ૧૩૦ = ૩૩૮૦ રૂ. બીજા વરસનું વ્યા. મુ.
૩૩૮૦ રૂ. વ્યા. મુ.–૩૧૨૫ રૂ. મુ. = ૨૫૫ રૂ. વ્યાજ જવાબ

**ટીપ**—વ્યાજમુદ્દલ કર્યા પછી મુદ્દલ બાદ કરવાને બદલે બારોબાર બંને વરસના વ્યાજનો સરવાળો કરવાથી પણ જવાબ આવે.

(૧) ૧૦ ટકા લેખે ૪૦૦ રૂ. નું ૨ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજ શું ?
(૨) ૩ ટકા લેખે ૧૦૦૦ રૂ. નું ૨ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજ શું ?
(૩) ૮ ટકા લેખે ૬૨૫ રૂ. નું ૩ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજ શું ?
(૪) ૫ ટકા લેખે ૪૦૦ પૌંડનું ૩ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજમુદ્દલ શું ?
(૫) ૪ ટકા લેખે ૫૦૦ પૌંડનું ૨ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજમુદ્દલ શું ?

**પગથીઉં બીજું – ( બીજી રીતો )**

ઉ૦ ૪ ટકા પ્રમાણે ૨૫૦ રૂ. નું ૨ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજ શું ?

પહેલી રીતે ચક્રવૃદ્ધિ વ્યાજ કાઢવાની રીતમાં દરેક ત્રિરાશિમાં મુદ્દલને વ્યાજનો દર ગુણે છે અને ગુણાકારને ૧૦૦ વડે ભગાય છે. એ ઉપરથી ત્રિરાશિ માંડવાને બદલે નીચે પ્રમાણે બારોબાર મુદ્દલને દરે ગુણી, ૧૦૦ વડે દશાંશ રીતે ભાગી તેમાં મુદ્દલ ઉમેરીને આગળ દર વરસનું બનાવવામાં આવે તો હિસાબ ટુંકો થાય.

**પહેલી રીત**

રૂ. ૨૫૦ મુદ્દલ
×૪
રૂ. ૧૦·૦૦ પહેલા વરસનું વ્યા.
+ ૨૫૦
રૂ. ૨૬૦ પહેલા વરસનું વ્યા. મુ.
×૪
રૂ. ૧૦·૪૦ બીજા વરસનું વ્યા.
+ ૨૬૦
રૂ. ૨૭૦·૪ બીજા વરસનું વ્યા. મુ
– ૨૫૦ મુદ્દલ
રૂ. ૨૦·૪ વ્યાજ
×૧૬
આ. ૬·૪ જવાબ
×૧૨
પા. ૪·૮ ૨૦રૂ.૬ આ.૪·૮ પા.

આમાં પ્રથમ ચાર વડે ગુણી પછી મુદ્દલ ઉમેરવામાં આવે છે તેને બદલે મુદ્દલને પરબારા ૧૦૪ વડે ગુણવામાં આવે તો મુદ્દલ ઉમેરવાની કડાકુટમાંથી બચાય ને હિસાબ ટુંકો થાય.

આમ કરતાં ૧૦૪ વડે ગુણી ૧૦૦ વડે ભાગવામાં આવે છે. તેને બદલે ૧૦૪ ને ૧૦૦ વડે ભાગી પછી ગુણવામાં આવે તો પણ તે જ જવાબ આવે. તેથી નીચેની રીતમાં ૧૦૪ ÷ ૧૦૦ = ૧·૦૪ વડે ગુણવામાં આવે છે.

### બીજી રીત

રૂ. ૨૫૦ મુદ્દલ
× ૧·૦૪
રૂ. ૨૬૦·૦૦ વ્યા.મુ. પહેલે વરસે
× ૧·૦૪
રૂ. ૨૭૦·૪૦ વ્યા.મુ. બીજે વરસે
– ૨૫૦
રૂ. ૨૦·૪ વ્યાજ

૧·૦૪ તે ૧ રૂપીઆનું ૧ વરસનું વ્યા.મુ. છે. તે પરથી નીચેની રીત બોલાય.

**રીત**— પ્રથમ ૧ વરસનું ૧ રૂ. નું વ્યાજમુદ્દલ શોધી કાઢી તેણે મુદ્દલને ગુણવા. એમ જેટલાં વરસનું કહ્યું હોય તેટલી વાર કરવું. જે આવે તે વ્યાજમુદ્દલ. તેમાંથી મુદ્દલ બાદ કરતાં વ્યાજ રહે.

### ત્રીજી રીત

૧·૦૪ વ્યા.મુ.
×૧·૦૪
૪૧૬
૧૦૪××
૧·૦૮૧૬
×૨૫૦
રૂ. ૨૭૦·૪૦૦૦ વ્યા.મુ.
–૨૫૦
રૂ. ૨૦·૪ વ્યાજ

ઉપરની રીતમાં ૨૫૦ ને પ્રથમ ૧·૦૪ વડે ગુણી તેને પાછા ૧·૦૪ વડે ગુણેલા. આમ કરવાને બદલે આમાં પ્રથમ ૧·૦૪ ને ૧·૦૪ વડે ગુણી પછી ૨૫૦ વડે ગુણ્યા છે. ઉપરની રીતમાં ને આમાં માત્ર ક્રમફેર સિવાય બીજો ફેર નથી.

**રીત**–પ્રથમ ૧ મુદ્દલનું ૧ વરસનું વ્યાજમુદ્દલ શોધી કાઢવું. એ વ્યાજ-મુદ્દલનો કહેલાં વરસ જેટલો ઘાત કરવો. (રકમને એનીએ રકમે ગુણવા.) પછી આવેલા ઘાતને કહેલા મુદ્દલે ગુણવા. ગુણાકાર તે વ્યાજમુદ્દલ.

### ચોથી રીત

ઉપરની ત્રણ દશાંશ રીતો કહેવાય છે. દશાંશ રીતો સિવાય એક બીજી રીત છે. તે અપૂર્ણાંક રીત કહેવાય છે. કોઈ કોઈ વાર એ રીતે સરલ પડે છે. આ રીતમાં કંઈ ખાસ વિશેષતા નથી. ફક્ત દશાંશમાં કરવાને બદલે અપૂર્ણાંકમાં કરવું, એટલો જ ફેર છે. ઉપરનો હિસાબ ૧·૦૪ × ૧·૦૪ × ૨૫૦ = ૨૭૦·૪ આમ છે. તે જ હિસાબ

$\frac{૨૬}{૨૫} \times \frac{૨૬}{૨૫} \times \frac{૨૫૦}{૧} = \frac{૧૩૫૨}{૫} = ૨૭૦\frac{૨}{૫}$ આમ કરવામાં આવે તો અપૂર્ણાંક રીત થઈ. આમાં પ્રથમ ૧ રૂ. નું ૧ વરસનું વ્યાજમુદ્દલ $\frac{૨૬}{૨૫}$ થયું, તે પરથી ઉપરની રીતે હિસાબ કરાય છે. નીચેના હિસાબમાં અપૂર્ણાંક રીત વાપર્યા સિવાય છૂટકો નથી, કેમકે છેદમાં ૩ હોવાથી દશાંશરૂપ ન થાય.

ઉ૦ $૩\frac{૧}{૩}$ ટકા પ્રમાણે ૪૫૦ રૂ. નું ૨ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજ શું ?

૧૦૦ રૂ.મુ. : ૧ રૂ.મુ. :: $\frac{૧૦}{૩}$ રૂ.વ્યા. : ( $\frac{૧}{૩૦}$ રૂ.વ્યા. )

$\frac{૧}{૩૦} + ૧ = \frac{૩૧}{૩૦}$ રૂ. વ્યા. મુ.

$\frac{૩૧}{૩૦} \times \frac{૩૧}{૩૦} \times \frac{૪૫૦}{૧} = \frac{૯૬૧}{૨} = ૪૮૦\frac{૧}{૨}$ રૂ. વ્યા. મુ. – ૪૫૦ રૂ. મુ. = ૩૦ રૂ. ૮ આ. વ્યાજ જવાબ

**ટીપ**—શિક્ષકે આ બધી રીતો એક દિવસે બતાવવાની નથી. કોઈ પણ એક બતાવવી અને તે રીતે ઉદાહરણો કરાવવાં.*

( ૬ ) ૪ ટકા લેખે ૨૦૦ રૂપીઆનું ૩ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજ શું ?

( ૭ ) ૫ ટકા લેખે ૬૦૦ રૂપીઆનું ૪ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજ શું ?

( ૮ ) ૭ ટકા લેખે ૯૦૦ રૂપીઆનું ૩ વરસનું ચક્રવૃદ્ધિ વ્યા. મુ. શું ?

( ૯ ) ૨ ટકા લેખે ૨૫૦ પૌંડનું ૪ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજમુ. શું ?

(૧૦) ૯ ટકા લેખે ૧૦૦ પૌંડનું ૩ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજમુ. શું ?

(૧૧) $૪\frac{૨}{૭}$ ટકા લેખે ૯૮૦ રૂપીઆનું ૨ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજ શું ?

(૧૨) $૬\frac{૧}{૪}$ ટકા લેખે ૨૫૬ રૂપીઆનું ૩ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજ શું ?

(૧૩) ૮ ટકા લેખે ૧૩૩ રૂ.૫ આ. ૪ પાઈનું ૨ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજ શું?

(૧૪) $૨\frac{૧}{૨}$ ટકા લેખે ૨૬૬ પૌં. ૧૩ શિ. ૪ પેન્સનું ૩ વરસનું ચ.વ્યા.મુ.શું ?

(૧૫) $૮\frac{૧}{૩}$ ટકા લેખે ૧૭૨૮ રૂ. નું ૪ વરસનું ચક્રવૃદ્ધિ વ્યા. મુ. શું ?

### પગથીઉં ત્રીજું – ( વરસમાં અપૂર્ણાંક )

ઉ૦ ૪ ટકા પ્રમાણે $૨\frac{૧}{૨}$ વરસનું ૬૨૫ રૂપીઆનું ચક્રવૃદ્ધિ વ્યાજ શું ?

---

* આ સિવાય પાંતીની રીત છે. પણ આ ધોરણમાં પાંતીનો વિષય નહિ હોવાથી લીધી નથી.

૧૦૦ રૂ. મુ. : ૧ રૂ. મુ. : : ૪ રૂ. વ્યા : ( $\frac{૧}{૨૫}$ રૂ. વ્યા. )

$\frac{૧}{૨૫}$ + ૧ = $\frac{૨૬}{૨૫}$ રૂ. વ્યા. મુ. ૧ વરસનું

$\left.\begin{matrix} ૧૦૦ \text{ રૂ. મુ.} : ૧ \text{ રૂ. મુ.} \\ ૧ \text{ વ.} : \frac{૧}{૨} \text{ વ.} \end{matrix}\right\}$ : : ૪ રૂ. વ્યા. : ( $\frac{૧}{૫૦}$ રૂ. વ્યા. )

$\frac{૧}{૫૦}$ + ૧ = $\frac{૫૧}{૫૦}$ રૂ. વ્યા. મુ. $\frac{૧}{૨}$ વરસનું.

$\frac{૨૬}{૨૫} \times \frac{૨૬}{૨૫} \times \frac{૫૧}{૫૦} \times \frac{૬૨૫}{૧} = \frac{૧૭૨૩૮}{૨૫} = ૬૮૯\frac{૧૩}{૨૫}$ રૂ. વ્યા. મુ.
− ૬૨૫ રૂ. મુ. = ૬૪$\frac{૧૩}{૨૫}$ રૂ. વ્યા. = ૬૪ રૂ. ૮ આ. ૩$\frac{૨૧}{૨૫}$ પા. જવાબ

**રીત**—પ્રથમ જેમ આખા વરસનું વ્યાજ કાઢવામાં આવે છે, તેમ વરસના ભાગનું શોધી કાઢવું. તેમાં મુદ્દલ ઉમેરવું. પછી આખા વરસની સાથે તેણે પણ ગુણવા.

(૧૬) ૬ ટકા લેખે ૫૦૦ પૌંડનું ૨$\frac{૧}{૪}$ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજ શું ?
(૧૭) દોકડાની તેરીખે ૪૦૦ રૂપીઆનું ૧ વ. ૭ માસનું ચ. વ્યા. શું ?
(૧૮) પૈસાની તેરીખે ૨૫૬ રૂપીઆનું ૨ વ. ૮ માસનું ચ. વ્યા. શું ?
(૧૯) ૫ ટકા લેખે ૧૦૦૦ રૂ. નું ૨ વ. ૭૩ દિવસનું ચ. વ્યા. મુ. શું ?
(૨૦) ૪ ટકા લેખે ૧૨૫ પૌંડનું ૧ વ. ૧૦ માસનું ચ. વ્યા. મુ. શું ?

**પગથીઉં ચોથું – ( ૧ વરસ સિવાયના હપ્તા )**

ઉ૦ છછ માસે વ્યાજ ફેરવીને અમુક રકમનું ૬ ટકા પ્રમાણે ૧ વરસનું વ્યાજ શું થાય ? બેંક વગેરે કેટલાંક ખાતાંમાં છછ માસે વ્યાજ ગણીને મુદ્દલમાં ઉમેરી દે છે. આ પણ ચક્રવૃદ્ધિ વ્યાજ થયું.

આમાં પ્રથમ ૬ માસનું ૧ મુદ્દલનું વ્યાજમુદ્દલ કાઢતાં $\frac{૧૦૩}{૧૦૦}$ આવે. મુદતમાં ૧ વરસ આપેલ છે. તેના છછ માસના બે હપ્તા થાય, તેથી $\frac{૧૦૩}{૧૦૦} \times \frac{૧૦૩}{૧૦૦}$ એમ બે વાર કરી મુદ્દલે ગુણવા.

**રીત**—જેટલી મુદતે ફેરવવાનું કહ્યું હોય તેટલી મુદતનું ૧ મુદ્દલનું વ્યાજમુદ્દલ શોધી કાઢવું. પછી કહેલી મુદતના તે મુદત પ્રમાણે જેટલા હપ્તા થતા હોય તેટલી વાર આવેલા વ્યાજમુદ્દલનો ગુણાકાર કરવો. બાકીનું નિયમ પ્રમાણે.

(૨૧) છછ માસે વ્યાજ ફેરવતાં ૧૬૦૦ રૂપીઆનું ૧ વરસ ૬ માસનું ૮ ટકા પ્રમાણે વ્યાજ શું થાય ?

(૨૨) ચચ્ચાર માસે વ્યાજ ફેરવતાં ૩૧૨ પૌંડ ૧૦ શિલિંગનું ૯ ટકા પ્રમાણે ૧ વરસનું વ્યાજ શું થાય ?

(૨૩) બબ્બે વરસે વ્યાજ ફેરવતાં ૫ ટકા પ્રમાણે ૪૦૦ પૌંડનું ૫ વરસનું વ્યાજમુદ્દલ શું થાય ?

(૨૪) ૮ ટકા પ્રમાણે ૫૦૦ રૂપીઆનું ૨ વરસનું વરસે વરસે ફેરવીને અને છછ માસે ફેરવીને એમ બે રીતે વ્યાજ કાઢીએ તો શો તફાવત પડે ?

(૨૫) **अ** અને **ब** દરેકે **क** ને ૫ ટકાના દરે ૧૦૦૦ રૂપીઆ વ્યાજે આપ્યા. **अ** દર બબ્બે વરસે વ્યાજ, મુદ્દલમાં ઉમેરાવી નવું ખાતું પડાવતો ગયો; પણ **ब** ત્રણત્રણ વરસે તેમ કરતો ગયો, તો ૭ વરસે બંનેની રકમો કેટલી થશે ?

**પગથીઉં પાંચમું—(સાદા અને ચક્રવૃદ્ધિ વ્યાજમાં તફાવત)**

**રીત**—બંને પ્રકારનાં વ્યાજ કાઢી પછી તફાવત શોધવો.

(૨૬) ૮$\frac{૧}{૨}$ ટકા પ્રમાણે ૯૦૦ રૂપીઆના ૨ વરસના સાદા અને ચક્રવૃદ્ધિ વ્યાજમાં તફાવત શો ?

(૨૭) ૪ ટકા પ્રમાણે ૩૯૦ પૌંડ ૧૨ શિલિંગ ૬ પેન્સના ૩ વરસના સાદા અને ચક્રવૃદ્ધિ વ્યાજમાં તફાવત શો ?

(૨૮) **अ** અને **ब** એ જુદા જુદા સાહુકાર પાસેથી ૫૦૦ રૂપીઆ દોકડાની તેરીખે અનુક્રમે સાદા અને ચક્રવૃદ્ધિ વ્યાજે લીધા; તો ૩ વરસે **ब** એ **अ** ના કરતાં કેટલું વધારે વ્યાજ આપવું પડશે ?

**પગથીઉં છઠ્ઠું – (જુદો જુદો દર)**

ઉ૦ પહેલે વરસે ૩ ટકા અને બીજે વરસે ૪ ટકા, એ પ્રમાણે ૨૫૦૦ રૂપીઆનું ૨ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજ શું ?

પહેલા વરસનું ૧ રૂ. નું વ્યાજમુદ્દલ ૩ ટકા પ્રમાણે $\frac{૧૦૩}{૧૦૦}$ રૂ.

બીજા વરસનું ૧ રૂ. નું વ્યાજમુદ્દલ ૪ ટકા પ્રમાણે $\frac{૧૦૪}{૧૦૦} = \frac{૨૬}{૨૫}$ રૂ. માટે $\frac{૧૦૩}{૧૦૦} \times \frac{૨૬}{૨૫} \times \frac{૨૫૦૦}{૧}$ = ૨૬૭૮ રૂ. – ૨૫૦૦ રૂ. = ૧૭૮ રૂ. જ.

(૨૯) પહેલે વરસે ૮ ટકા અને બીજે વરસે ૧૦ ટકા લેખે ૭૫૦ પૌંડનું ૨ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજ શું ?

(૩૦) પહેલે વરસે ૫ ટકા અને બીજે વરસે ૬ ટકા પ્રમાણે ૨૦૦૦ રૂપીઆનું ૨ વરસનું ચક્રવૃદ્ધિ વ્યાજમુદ્દલ શું ?

(૩૧) પહેલે વરસે ૧૨॥ ટકા, બીજે વરસે ૧૦ ટકા અને ત્રીજે વરસે ૭॥ ટકા લેખે ૩ વરસનું ૩૨૦૦ પૌંડનું ચક્રવૃદ્ધિ વ્યાજ શું ?

## પગથીઉં ૭ મું – ( રકમમાં વધારો ઘટાડો )

ઉ૦ એક માણસ ૧૦ ટકા પ્રમાણે ૩૦૦ રૂ. ચક્રવૃદ્ધિ વ્યાજે લઈ દર વરસે ૧૦૦ રૂ. ભરે, તો ૩ વરસે કેટલું દેવું રહેશે ?

| | | |
|---|---|---|
| ૩૦૦ | ૨૩૦ | ૧૫૩ |
| ×૧·૧ | ×૧·૧ | ×૧·૧ |
| ૩૩૦ | ૨૫૩ | ૧૬૮·૩ |
| –૧૦૦ | –૧૦૦ | –૧૦૦ |
| ૨૩૦ રૂ. પહેલે વરસે. | ૧૫૩ રૂ. બીજે વરસે. | ૬૮·૩ રૂ. ત્રીજે વરસે. |

જવાબ ૬૮ રૂ. ૪ આ. ૯·૬ પા.

આવે વખતે ત્રિરાશિની રીતે અથવા ઉપર દર્શાવેલી રીતે હિસાબ કરી શકાય.

**રીત**—ઠરાવેલા હપ્તાનું વ્યાજમુદ્દલ શોધી કાઢી તેમાંથી ભરાએલ રકમ કમી કરવી; પણ જો મુદ્દલ વધતું હોય તો ઉમેરતા જવું. એમ છેવટ સુધી કરવું.

(૩૨) એક માણસે ૪ ટકા લેખે ચક્રવૃદ્ધિ વ્યાજે ૨૫૦ રૂપીઆ કરજે લીધા. તે દર વરસે ૧૨૫ રૂપીઆ ભરે તો ૨ વરસે શું બાકી રહે ?

(૩૩) એક ખેડુતે ૬૦૦ રૂપીઆ ૫ ટકા લેખે ચક્રવૃદ્ધિ વ્યાજે કરજે લીધા. તે દર વરસે ૨૦૦ રૂપીઆ ભરે તો ૩ વરસે કેટલું બાકી રહે ?

